

શ્રી ગોપાળ પ્રસાદ

પ્રસાદ ૨૧ મો.

# સુખી થવાનો માર્ગ

અથવા

# શ્રી ધર્મ શિક્ષા

ભાગ ૧ લો.



॥ ॐ तत्सत् ॥

## શ્રી ગોપાલ પ્રસાદ

ગ્રન્થાંક ૧૧ મો.

# સુખી થવાનો માર્ગ

અથવા

# સ્ત્રી ધર્મ શિક્ષા

## ભાગ ૧ લો




પ્રકાશક :

સ્વામી આત્માનન્દગિરિ

શ્રી વેદાન્ત ભવન

કંસારા બજાર : નડીઆદ




સારાં પુસ્તક વાંચવાં, પછી રાખી મૂકવા કરતાં અન્યને વાંચવા પ્રેરવા એ સજજનોનું ભૂષણ છે.




કિંમત : અધ્યયન અને આચરણ.

સં. ૧૯૯૮ વૈશાખ સુ. ૩ પ્રત. ૫૦૦

(રાજપીપળા સ્ટેટમાં) ગામ ઉમલ્લાના પટેલ
ભાઈલાલભાઈ બાજીભાઈનાં દીકરી.
કુમારી જયાબહેનના લગ્ન પ્રસંગ નિમિત્તે
........................................ને સપ્રેમ ભેટ.

श्री गणेशायनमः।
श्री गोपालसद्गुरवे नमः ॥

# અર્પણ

સુંદર અને પવિત્ર કાર્યોવડે ગૃહને, કુટુંબને અને દેશને દીપાવનારી, જીવનને નિર્દોષ અને દિવ્ય બનાવી સંસારને સ્વર્ગ બનાવનારી, સદ્‌ગુણી આર્ય સુંદરીઓને આ પુસ્તક અર્પણ હો.

મુદ્રક : શા. મણિલાલ છગનલાલ, ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ.
ઘીકાંટા રોડ, અમદાવાદ.

ॐ

॥ शार्दुलविक्रीडितम् ।

सानन्दं सदनं, सुता च सुधियः कान्ता सुधाभाषिणी,
इच्छापूर्णधनं, स्वयोषितिरतिः स्वाज्ञापरा सेवकाः ।
आतिथ्यं, प्रभुपूजनं प्रतिदिनं, मिष्टान्नपानं गृहे,
साधुसंगमुपासते च सततं, धन्यो गृहस्थाश्रमः ॥

(જ્યાં) ઘર આનંદમય, સંતતિ સુબુદ્ધિશાળી, સ્ત્રી અમૃત જેવાં વચન બોલનારી, ઈચ્છા પૂર્ણ થાય તેટલું ધન, સ્વપત્ની વિષેજ પ્રેમ, આજ્ઞામાં રહેતા હોય તેવા નોકરો, હંમેશાં અતિથિસત્કાર તથા પ્રભુ ભકિત, મિષ્ટ અન્નપાન અને નિરંતર સાધુસંગ (થતાં) હોય તે **ગૃહસ્થાશ્રમને ધન્ય છે.**

---

☞ તમે તમારા ગૃહ સંસારને સ્વર્ગ જેવો સુંદર અને અમૃત જેવો મીઠો કરવા માગતાં હો, તમારા પુત્ર પરિવારને બળવાન, આયુષ્યમાન, ધનવાન અને બુદ્ધિમાન જોવા ઈચ્છતાં હો, ધર્મ અર્થ કામ અને મોક્ષ સાધી તમારો મનુષ્ય અવતાર સફળ કરવા ચાહતાં હો અને તમારું, કુટુંબનું, જ્ઞાતિનું, તથા આખાદેશનું કલ્યાણ કરવા ઈચ્છતાં હો તો તમારાં કુટુંબની સ્ત્રીઓ અને પુત્રીઓના હાથમાં આવાં સ્ત્રી સુધારક પુસ્તકો મૂકવા તથા **તેનું અધ્યયન કરાવવા તમને સપ્રેમ વિનંતિ છે.**

# આર્ય સુંદરીઓના જીવનની સફળતા.

સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુક્ત થાય અને તે મુક્તતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી એ કુટુંબનું ખરું કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહવાળી બને; કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે તથા વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે. પતિભક્તિ પરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના મનુષ્ય જીવનને દિવ્યતામય કરી નાખે. અંતે સ્વદેશમાં ઉદય-સૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે : એ જ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે:—

**સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી......સ્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.**

( સદ્‌ગત સાક્ષર શ્રી ગોવર્ધનરામ. )

**પ્રિય પાઠક,**

જો સુખી જીવન ગુજારવું હોય તો ભવિષ્યમાં થનારી માતાને પ્રથમ કેળવો. સદ્‌ગુણી શૂરી તથા સ્વાર્થત્યાગી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો તથા આ પુસ્તક જેવાં પુસ્તકો તેમને વંચાવો. સંતાનોની કેળવણીનો મોટો આધાર પણ તેમની માતા ઉપર છે **માટે માતાને લાયક અને સદ્‌ગુણી બનાવો.**

---

# થોભો,.....; વાંચો, ....; વિચારો.

આ નવલકથા નથી, નાટક નથી કે ઇતિહાસ પણ નથી. આ વિચારોની સંકલના છે.

—આ પુસ્તકમાંથી અમુક વિભાગ વાંચી પુસ્તકને ન્યાય આપી દેવાની કોઇ ઉતાવળ ન કરે. આખું પુસ્તક આદિથી અંત પર્યંત થોડું થોડુંક વાંચે. વચમાં વચમાં સ્થિર બુદ્ધિથી વાંચેલાનો વિચાર કરે. અને શક્ય તેટલું બધુંય આચરણમાં મૂકે.

એમાં જે લખાયું છે તે અનુભવીઓના અનુભવો એકઠા કરી " હિંદુ સંસારને સુખી બનાવવા શું શું કરવું જોઇએ " તેને માટે કંઈક શાસ્ત્રોક્ત તથા વ્યવહારુ ઉપાય બતાવ્યા છે.

આ પુસ્તકમાં સમાજના લજ્જાસ્પદ તથા શોભાસ્પદ સંસારના કંઇક ચિતાર છે અને તે લજ્જાસ્પદ અથવા દુ:ખદ સંસારને શોભાસ્પદ અથવા સુખદ કેમ બનાવવો તેના ઉપાય પણ છે.

આ ઉપરાંત કેટલીક ગરબી, ધોળ, પદ, ભજન વગેરેનો પણ સ્થળે સ્થળે ઉપયોગ કર્યો છે.

જે જે પુસ્તકોમાંથી આ પુસ્તકમાં ઉતારા લીધા છે તે સર્વ પુસ્તકોના સંગ્રાહક, અનુવાદક અથવા પ્રયોજક મહાશયોનો અત્રે ઉપકાર માનવામાં આવે છે.

પુરુષો તથા સ્ત્રીઓ, (વિશેષ કરીને સ્ત્રીઓ) ને નીતિ, ધર્મ અને કર્તવ્યનું ભાન થઇ, અને તેઓ તેમના કર્તવ્ય પરાયણ થઇ આ લોક તથા પરલોક સુધારી શકે એ લક્ષ્ય-બિંદુ ધ્યાનમાં રાખી આ પુસ્તક રચાયું છે. પરમાત્મા સર્વને સદ્‌બુદ્ધિ પ્રેરો અને વાંચક માત્ર દુ:ખની નિવૃત્તિપૂર્વક સુખ અનુભવો એ ભાવના પૂર્વક

પ્રયોજકના ॐ तत्सत्

# નિમંત્રણ.

**સુજ્ઞ બંધુઓ તથા બહેનો,**

જમાનો જેમ જેમ બદલાતો જાય છે તેમ તેમ મનુષ્યના વિચારો પણ ફરતા જાય છે. આપણા સમાજમાં એક વખત એવો હતો કે કુટુંબ કીર્તિ અગર બાપદાદાનું નામ અમર કરવાને ત્રાંબા પિત્તળ કે જર્મન સિલ્વરનાં વાસણનાં લ્હાણાં વહેંચાતાં હતાં. તથા જ્ઞાતિ ભોજન અપાતાં હતાં. હવે તેને બદલે વિદ્યાદાન આપવામાં તથા અનુભવી વિદ્વાનોના હાથથી લખાયેલાં પુસ્તકો છપાવી વિના મૂલ્યે વહેંચવામાં સાચી રીતે નામ અમર કરવામાં આવે છે.

વાસણો જેવી ચીજોનો વહેલો મોડો નાશ થાય છે, તેમજ ભોજન પણ હઝમ થઈ ગયું એટલે જમાડનારનું નામ પણ ઘણી વખતે ભૂલાઈ જાય છે. પરંતુ વિદ્યારૂપી અમૂલ્ય લ્હાણું અમર રહે છે અને સમય જતાં તેની વૃદ્ધિ પણ થાય છે એ તો ખુલ્લી વાત છે.

આવાં વિદ્યાનાં લ્હાણાં વહેંચવા દરેક મનુષ્ય પ્રયત્ન કરશે ત્યારેજ કુટુંબની, સમાજની તથા દેશની ઉન્નતિ થશે.

આ પુસ્તકનું લ્હાણું તમને મળશે. તેને અભરાઈએ ન ચઢાવતાં તથા લાયબ્રેરીનો કેવળ શણગાર ન બનાવતાં, તેનો લાભ લેશો ત્યારે તમને જણાશે કે (गृहिणी गृहमुच्यते) સ્ત્રી એજ ઘર છે.

**જેમ અભણ પ્રધાન, રાજ્યમાં અંધેર ચલાવી પ્રજાને પાયમાલ કરી નાખે છે; અને જેમ જંગલી ખલાસી સફર કરતાં વહાણને ખરાબા અને ખડકોમાં પછાડી ચુરેચુરા કરી નાખે છે તેમ અભણ**

**સ્ત્રી ઘરને ધૂળધાણી કરી સંસારને અસાર અને જીંદગીને ઝેરી બનાવે છે.**

જેમ ઝાડને ખીલવવા પાણીની જરૂર છે, તેમ દેશની ઉન્નતિ કરવા કેળવણીની જરૂર છે. માતા વૃક્ષ છે અને સંતતિ ફળ છે. કેળવાયલો વર્ગ એકી અવાજે કબુલ કરશે કે

**સ્ત્રી સુધરશે તો ઘર સુધરશે—ઘર સુધરશે તો જ્ઞાતિ તથા સમાજ સુધરશે અને સમાજ સુધરશે તો દેશ સુધરશે. કહેવત છે કે: અથાણું બગડયું તેનું વર્ષ બગડયું; પણ જેની બાયડી બગડી તેનો સંસાર બગડયો.**

કોઇપણ દેશની જાહોજલાલી સદ્‌ગુણી સ્ત્રીઓને જ આભારી છે. સીતા, સાવિત્રી, લીલાવતી વગેરે સુંદરીઓની સુંદરતાના દીપકો જળહળ બળતા હતા ત્યારે આપણે આંગણે સૌભાગ્ય અને સમૃદ્ધિ નાચતાં હતાં.

સંત મહાત્માઓ, વિદુષી સન્નારીઓ અને શ્રીમંતો સ્ત્રીઓને સુધારવાના પ્રયત્નો કરશે તો દેશનાં સૌભાગ્ય ઉઘડશે. અને ભૂતકાળના એ મોંઘા મંગળ દિવસ નજરે પડશે.

સ્ત્રી એ અર્ધાંગના છે. આપણું અર્ધું અંગ રહી ગયું છે. આપણને પક્ષાઘાત થયો છે. પોતાનું અને દેશનું હિત હૈડે ધારી, આ પુસ્તક સ્ત્રીઓને વાંચી સંભળાવશો અને પ્રસાદી રૂપે કંઇક ગ્રહણ કરી જેટલા પ્રમાણમાં જીવનમાં ઉતારશો તેટલા પ્રમાણમાં પ્રયોજક તથા ધનના આશ્રય દાતાઓની મુરાદ બર આવશે.

પ્રયોજક.

**શ્રી વેદાન્ત ભવન**
કંસારા બજાર : નડીઆદ.

# અનુક્રમણિકા.



श्री योगिजनवल्लभाय नमः ।

श्री गोपालसद्गुरवे नमः ।

अथ

# सुखी थवानो मार्ग

अथवा

# स्त्री धर्म शिक्षा प्रारम्यते.

ખેડા જિલ્લામાં નડીઆદ નામે એક શહેર છે. ત્યાંના એક બજારમાં ધર્મપ્રિય તથા મનોહરદાસ નામના સાધારણ સ્થિતિના બે ગૃહસ્થો પરચુરણ અનાજ વેચવાની એક દુકાન ચલાવતા હતા. બન્ને પ્રમાણિકપણે તથા નિખાલસ દિલથી પોતાનું કામકાજ કરતા હતા. બે ત્રણ દિવસે, દુકાનમાં ભેગા થએલા દાણા એકઠા કરી, બન્ને ભાગીદારો સરખે ભાગે તે પરચુરણ અનાજ પોત પોતાને ઘેર લઇ જતા હતા.

ધર્મપ્રિયનું લગ્ન તેમના પિતાશ્રીએ સંસ્કારી કુટુંબની ગુણીયલ કન્યા સાથે કર્યું હતું. કન્યાનું રૂપ સામાન્ય હતું

પણ અનેક સદ્‌ગુણોથી તેનું અંતર રંગાયેલું હતું. આ કન્યાનું નામ હતું ગંગા.

મનોહરદાસનું લગ્ન તેમના પિતાશ્રીએ પહેરામણીની લાલચે એક ગામડાની કન્યા સાથે કર્યું હતું. તેનું નામ હતું શાન્તા. તે કન્યામાં નામ પ્રમાણે ગુણ ન હતા. તેમજ એકે સદ્‌ગુણ તેનામાં ખીલેલો નહોતો.

મનોહરદાસની પ્રકૃતિ શાંત અને સહનશીલ હતી. તેથી ઘરસંસાર ચાલ્યો જતો હતો.

બન્ને ભાગીદારો એક દિવસે દુકાનમાં બેઠેલા હતા. ગ્રાહકના અભાવને લીધે શાન્તિ હતી. તેથી બન્ને વાતોએ ચઢ્યા. મનોહરદાસ પૂછે છે કેમ ભાઈ આજે શું જમ્યા ?

ધર્મપ્રિય–આજે દાળ, ભાત અને ફુલકાનો વારો હતો.

મનોહરદાસ–"વારો" શાનો ? એ વળી શું ?

ધર્મપ્રિય–અમારે ત્યાં તમારાં ભાભીએ એક અઠવાડિયાના જુદા જુદા દિવસોએ જુદી જુદી રસોઈ બનાવવાનો રિવાજ રાખ્યો છે. કોઈ દિવસ ખીચડી, કોઈ દિવસ બાજરીના રોટલા, કોઇ દિવસ કઢી ભાત, કોઇ દિવસ ભઇડકું, વગેરે જુદી જુદી રસોઈ બનાવે છે. તેમના નિયમ પ્રમાણે આજે દાળ, ભાત અને ફુલકા તેમણે બનાવ્યા હતા.

આ સાંભળી મનોહરદાસના મનમાં કંઈ કંઈ કુતર્ક થવા માંડ્યા.

માનો, ન માનો પણ આ ધર્મપ્રિય મારી ગેરહાજરીમાં કંઈક ચોરી જતા હોવા જોઈએ. નહિં તો અમે બન્ને સરખું કણકીયું બે ત્રણ દિવસે ઘેર લઈ જઈએ છીએ. તેમાં કંઇ આ ભાઇને આવી રસોઇ જમવાની મળે?

આવા વિચારોની પરંપરા મનોહરદાસના મનમાં ચાલતી હતી એટલામાં ધર્મપ્રિયે તેમને પૂછ્યું, ભાઇ, તમો આજે શું જમ્યા?

મનોહરદાસ–મારે તો આજે અને કાલે, હંમેશાં ભરડેલા કણકીયાનું છાશમાં બાફેલું ભઇડકું જ ખાવાનું હોય છે.

પ્રસંગ આગળ ચાલે ત્યાં તો એક ગ્રાહક આવ્યો અને તેમની વાત એટલેથી અટકી; પણ મનોહરદાસના મનમાં જે શંકા થઈ હતી તે શંકાનું સમાધાન સહેજમાં ન થઈ શક્યું.

પોતે ભણેલા હતા. શાંત પ્રકૃતિના હતા. તેથી **सहसा विदधीत न क्रियाम्** એ સૂત્ર પ્રમાણે કોઈ પણ ક્રિયામાં ઉતાવળ ન કરતા.

બીજે દિવસે ગામમાં ઉઘરાણી જતા હતા તે વખતે ભાઈ ધર્મપ્રિયનું ઘર વચમાં આવતું હતું તેથી વિચાર કર્યો કે લાવને ધર્મપ્રિયને ઘેર જતો જાઉં. તેમનાં સ્ત્રી શું કરે છે, તેમનું ઘર કેવું છે વગેરે તરફ જરા નજર તો કરતો આવું?

ધર્મપ્રિયનાં ધર્મપત્ની ગંગાબાઇએ મનોહરદાસને પોતાના ઘર ભણી આવતા જોયા. પોતે કામ પડતું મૂકી ત્યાંથી ઉઠી

મનોહરદાસના સામાં ગયાં અને મીઠા શબ્દોથી તેમનો સત્કાર કરી, ઘરમાં એક કોથળો જુનો હતો તે તેમને માટે પાથરી તેના ઉપર બેસાડ્યા. અને પોતે તુરત જ સ્વચ્છ લોટામાં ઠંડુ પાણી ભરી લાવી તેના ઉપર એક પ્યાલો મૂકી મનોહરદાસના આગળ મૂકી દીધાં.

પછી ગંગાબાઇ પોતે પોતાનું કામ સંભાળી નીચું જોઈ કામ કરવા લાગ્યાં. દુકાનેથી જે કણકીયું ધર્મપ્રિય લાવતા તેમાંથી નવરાશની વેળાએ ગંગાબાઇ એક થાળી ઉંધી પાડી દાળ, ચોખા, ઘઉં, બાજરી તથા બીજા પરચુરણ અનાજના દાણા વીણી જુદી જુદી ઢગલીઓમાં નાખતાં હતાં. દાણા વીણતાં વીણતાં મનોહરદાસને મધુર શબ્દોથી પૂછે છે, ભાઇ ઘણે દહાડે આજે મારા ગરીબના ઘર તરફ આવવાની કૃપા કરી. બહુ દયા કરી. શરીર સારું છે ? ઘેર બધાં મઝામાં છે ? વગેરે પ્રશ્નો પૂછ્યા.

મનોહરદાસ તો ચળકતા સ્વચ્છ પિત્તળના પ્યાલામાંથી ઠંડુ જળ પીતા જાય અને તીરછી નજરે ગંગાબાઈના ઘરની સ્વચ્છતા, તેમની બોલવાની રીત, તેમની દાણા વીણી જુદા કાઢવાની છટા વગેરે અવલોકતા જાય. આગલા દિવસના જે કુસંસ્કાર હૃદયમાં ખડા થયા હતા તે આપો આપ શાંત થઈ ગયા અને ધર્મપ્રિય કોઇ જ વસ્તુ નથી ચોરી જતા, પણ તેમનાં ધર્મપત્ની ગંગાબાઇના વિવેકથી જ એ આનંદ ભોગવી રહ્યા છે તે અનુભવી શક્યા.

ગંગાબાઇએ મનોહરદાસને જે પ્રશ્નો પૂછ્યા હતા તેનો શો અને કેવો જવાબ વાળવો તે બાબતમાં તેમને ઘણો સંકોચ થવા લાગ્યો. કારણ કે ઘરનું છિદ્ર અથવા ઉણપ બીજા કોઇને ન કહેવી એ નીતિને પોતે સમજતા હતા.

આ સંકોચ ચતુર ગંગાબાઇ પારખી ગયાં. અને તેથી તેમણે એવી મધુરતા અને ચતુરાઇથી પૂછવા માંડયું કે મનોહરદાસને જવાબ આપ્યા સિવાય ચાલ્યું નહિં. તેથી પોતાની જે સ્થિતિ હતી તે બધી ગંગાબાઇને નીચેના પદથી કહી સંભળાવી:

જેના ઘરમાં ફૂવડ નાર, તેનો બળ્યોરે વેપાર;<br>
એના જીવને ધિક્કાર. (ટેક)<br>
મોઢું જાણે તોબરો ને છૂટા મેલે વાળ;<br>
ધણી સાથે ધખી ઉઠે, મુખે દેતી ગાળ, એના જીવને૦<br>
પહોર દહાડે ઉઠતી, છોરાંને મારે માર;<br>
પાડોશણની સાથે વઢે, પડે પાડા ખાર, એના જીવને૦<br>
ગાળ્યા વિના પાણી પીએ, ભરે દહાડે ચાર;<br>
લોટા જાણે ચઈડવા, ગોળામાં શેવાળ, એના જીવને૦<br>
છાણાં જેવા રોટલા ને પાણી જેવી દાળ;<br>
જેવું તેવું શાક કરે, બાળી દે વઘાર, એના જીવને૦<br>
વાર પરવ આવે ત્યારે ઘરમાં ઘાલે રાઢ,<br>
ખાધા વિના સરવે સુવે, ઉઠતી સવાર, એના જીવને૦

ઘરમાં ઘણા ખાધરા, પૂંજાનો નહિ પાર;
જેવું તેવું દાતણ કરે, નહાતી દહાડે બાર, એના જીવને૦
મનોહરદાસે કહ્યો, ફૂવડનો વિસ્તાર;
એવી નારી હોય તો, ન માંડશો વેપાર, એના જીવને૦

ગંગાબાઇએ તેમને શાંત પાડી કહ્યું કે ભાઈ શાન્તિ રાખો; ગભરાશો નહિ; અકળાશો નહિ; દુઃખ કંઈ હંમેશાં ટકતું નથી; જેમ રાત્રિ વીતિ ગયા પછી દિવસ આવે છે તેમ દુઃખ વીતિ જઈ સુખ આવશે. પ્રભુ સૌને તેમનાં કર્મોનું ફળ આપ્યા વગર રહેતા નથી. મનુષ્ય દેહ પાપ અને પુણ્ય રૂપ મિશ્ર કર્મનું ફળ છે. પાપનું ફળ દુઃખ છે અને પુણ્યનું ફળ સુખ છે. માટે પાપ કર્મનું ફળ દુઃખ ભોગવાઇ રહેતાં પુણ્ય કર્મનું ફળ સુખ અવશ્ય મળશે.

બિચારા મનોહરદાસ, જેમને પૈસાની લાલચે કોઈ પણ જાતના સુસંસ્કાર રહિત પત્ની સાથે તેમના પિતાએ પાનાં પાડી આપેલાં અને જેમણે અત્યાર સુધી સુખનું કિરણ સરખું યે દીઠેલું નહિં તે સુઘડ ગંગાબાઇનાં આ શાંતિદાતા વચન સાંભળી બોલી ઉઠ્યા, ગંગા ભાભી, હવે સુખનાં દર્શન તો આવતે અવતારે થાય ત્યારે. આ જન્મે આ બાઈથી તો સુખની આશા રાખવી એ આકાશમાંથી પુષ્પ લાવવા જેવું લાગે છે.

ભાઇ મનોહરદાસ, જે પાપ માતા પિતાએ કર્યું હોય છે તેનું ફળ ઘણી વખત સન્તાનોને ભોગવવું પડે છે; એવું મેં

જોયું છે અને તેમાં પ્રત્યક્ષ દાખલો તમારો. જરા અવિવેક થાય છે પણ માફ કરશો.

કેટલાક લોક કન્યા વિક્રયમાં દોષ સમજે છે, પરન્તુ પુત્રના વિક્રયમાં દોષ સમજતા નથી. પરન્તુ બન્નેના વિક્રયમાં દોષ સમાન જ છે.

બ્રહ્મ પુરાણના અ૦ ૧૫૦ શ્લો. ૯ માં કહ્યું છે કે કન્યા, પુત્ર, જમીન, ઘોડા અને ગાય એમનો વિક્રય કરનાર કલ્પ પર્યન્ત નરકમાંથી નિવૃત્ત થતા નથી.

નરક એટલે અત્યારે આપણે જે સ્થિતિમાં છીએ તેના કરતાં હલકી, ઉતરતી સ્થિતિમાં જવું, ઉતરતી સ્થિતિનો અનુભવ કરવો તે. શાસ્ત્રોમાં જે અઠ્ઠાવીસ નરકના કુંડો અને તે નરક યાતનાનું જે વર્ણન કર્યું છે તે તો મુવા પછી. પણ જુવો, ભાઈ, હમણાં જ તમે તમારા ઘરની જે સ્થિતિ વર્ણવી તે નરક (દુઃખ) નહિં તો બીજું શું ? અને તે પરિણામ શાનું છે, સમજો છો ?

ધનની લાલચે તમારા પિતાશ્રીએ તમારું લગ્ન સંસ્કાર રહિત બાઈ સાથે કરાવી દીધું તેનું. પણ આમ ગભરાયે ન ચાલે.

" હિંમતે મર્દા તો મદદે ખુદા "

એ વચન ઉપર વિશ્વાસ રાખી, તમારાં ધર્મપત્ની તરફના કર્તવ્ય તરફ દૃષ્ટિ રાખી પુરુષાર્થ કરો.

જે ફરજ શાન્તા બેનના પિતાએ કરવાની હતી તે હવે તમારે કરવાની રહી. હું પણ પરમાત્માની કૃપાથી મારો બનતો પુરુષાર્થ કરીશ. તમે પણ વખતો વખત અહિં આવતા રહેશો અને જે જે ફેરફાર થાય તે મને સૂચવતા રહેશો. મને દૃઢ વિશ્વાસ છે કે પ્રભુ અવશ્ય આપણા કામમાં સહાય થશે.

**મનુસ્મૃતિમાં અ૦ ૩ માં કહ્યું છે કેઃ**

બહુ કલ્યાણની ઈચ્છા કરનાર પિતા તથા ભાઈ, પતિ તથા દિયેર ઇત્યાદિકોએ સ્ત્રી આદર તથા માન સહિત સત્કાર કરવા યોગ્ય તથા ભૂષણ અને વસ્ત્રાદિકો વડે અલંકૃત કરવા યોગ્ય છે. ૫૫

જે ઘરમાં સ્ત્રીઓનું પૂજન (સત્કાર) થાય છે તે ઘરમાં દેવતા લોક રમણ કરે છે. અને જે ઘરમાં સ્ત્રીઓનું પૂજન થતું નથી તે ઘરમાં જે જે પુણ્ય કર્મ કરવામાં આવે છે તે સર્વ નિષ્ફળ જાય છે. ૫૬

જે કુળમાં પુત્રી, બેન, પુત્રવધૂ, કુળ સ્ત્રી આદિ સ્ત્રી–શોક કરે છે તે કુળ શીઘ્ર જ નાશ પામે છે. અને જે કુળમાં સ્ત્રીઓ શોક કરતી નથી તે કુળ હંમેશાં વૃદ્ધિ પામે છે. ૫૭

માટે પોતાની વૃદ્ધિ ઇચ્છનાર મનુષ્યે સત્કાર્ય કરવા યોગ્ય અવસર વખતે, ઉત્સવમાં, વિવાહ, ઉપનયનાદિ સર્વ સમયોમાં સ્ત્રીઓનું વિશેષે કરીને ભૂષણ, વસ્ત્ર તથા ભોજનથી પૂજન કરવું. [ તેમનો તિરસ્કાર કર્યા વિના આદર અને પ્રેમથી આપવું

તેનું નામ પૂજન છે. અહિં ચન્દનાદિ વડે અર્ચનનું નામ પૂજન નથી. ] ૫૯

મનુ મહારાજે જેવી આજ્ઞા ઉપરના શ્લોકમાં પુરુષોને કરી છે તેવી જ આજ્ઞા બૃહત્પારાશર સ્મૃતિ અ૦ ૪ શ્લો ૪૦–૪૫ સુધી પારાશર મુનિએ પણ કરેલી છે.

માટે આ લોક સંબંધી તથા પરલોક સંબંધી સુખની ઇચ્છા કરનાર મનુષ્યે સ્ત્રીઓનો સત્કાર પૂર્ણ રીતે કરવો યોગ્ય છે.

હિન્દુઓના ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીઓની નિન્દા સીમા વિનાની કરેલી છે. પરન્તુ સ્ત્રી વિના કોઈનો પણ નિર્વાહ થતો જોવામાં આવ્યો નથી.

મનુમહારાજ કહે છે કે જે કુળમાં પત્નીથી પતિ અને પતિથી પત્ની સન્તુષ્ટ રહે છે. તે કુળમાં સ્થિર કલ્યાણ હોય છે. ( અ૦ ૩–૬૦ )

જે સ્થાનમાં સ્ત્રી પુરુષ બન્નેની અનુકૂળતા હોય છે તે સ્થાનમાં ધર્મ અર્થ અને કામ એ ત્રણની વૃદ્ધિ થાય છે; કેમકે તે ત્રણે સ્ત્રીઓને આધીન હોય છે.

ભવિષ્ય પુરાણ અ૦ ૮ શ્લો૦ ૨૫ માં કહ્યું છે કે સ્ત્રીઓ હંમેશાં પતિને આધીન હોવાથી સ્ત્રીઓમાં દેખાતા દોષને માટે પુરુષ જ નિન્દાને પાત્ર થાય છે. પુત્ર તથા સ્ત્રી આદિમાં જે કોઈ અયોગ્યતા છે તે સર્વ તેના સ્વામીના જ અજ્ઞાનથી છે.

માટે પતિ ગુણી હોવો અને પત્નીને ગુણવાળી બનાવવાનું જાણવું તે જ, સ્ત્રી ગુણિયલ થવામાં પ્રધાન કારણ છે. પુરુષ ગુણી હોય તો નાના પ્રકારના ઉપાયોથી સ્ત્રીઓના અપલક્ષણને દૂર કરી શકે છે.

માટે ભાઈ, તમે તો કેળવણી પામેલા છો, શાંત તથા સહનશીલ સ્વભાવવાળા છો. માટે હિંમત ન હારતાં પરમાત્માનું નામ દઇ કર્તવ્ય સંભાળો.

ગંગાબાઇએ, મનોહરદાસને આમ અરભડી જઈ હિંમત છોડી દઈ, પુરુષાર્થ રહિત ન થવા સમજાવી, શાંતિ આપી વિદાય કર્યા. અને શાંતાબાઇને સુધારવા માટે પોતે મનથી નિશ્ચય કર્યો. પરમાત્મા પ્રત્યે ઘણા જ કાલાવાલા કરી પોતાના આ શુભ કામમાં મદદ કરવા માગણી કરી.

મનોહરદાસ ત્યાંથી ઉઠી પોતાના ઉઘરાણીના કામે ચાલ્યા ગયા. રસ્તામાં ચાલતાં મનમાં વિચાર કરે છેઃ

જેના ઘરમાં સુઘડ નાર, તેનો શોભે રે સંસાર;
તેનો સફળ અવતાર. (ટેક)
મોઢું તો મલકતું ને વચન રસાળ;
પતિની તો આજ્ઞા વરતે, ચઢાવે નહિ આળ, તેનો સફ૦
પહોર રાતની ઉઠતી, પતિને નમસ્કાર;
પ્રભુની પ્રાર્થના કરે, સાચવે આચાર, તેનો સફ૦

ન્હાઇ ધોઈ ને નિયમ પાળે, સેવામાં આધીન;
સુખ દુઃખને સહન કરે, એવા ગાળે દિન, તેનો સફ૦
જળ ગાળે, વાસણ માંજે, અન્ન વીણે શુદ્ધ,
અર્થ જેટલી વાત કરે, એવી જેની બુધ, તેનો સફ૦
સરવે સાથે સંપ ઘણો, કદિ નહિં ક્લેશ;
"હા, જી" બોલી સરવે સાથે વરતે હંમેશ, તેનો સફ૦
રસોઇની તો રીત જાણે, ચુક નહિં લગાર;
શાક પાક સારાં કરે, બળે નહિં વઘાર, તેનો સફ૦
સરવે પોષી પોતે જમે, દમે નહિં લગાર;
વહેવારની ક્રિયા કરે, રહે સુખાકાર, તેનો સફ૦
વાર પરવ આવે ત્યારે, આનંદ અતી;
સૌ વ્યવસ્થા સારી વરતે, માગ્યાની જુગતી, તેનો સફ૦
ઘર જાણે ઇન્દ્ર પુરી, દેવ કરે વાસ;
દરિદ્રતા દૂર રહે, વરતે બારે માસ. તેનો સફ૦
મનોહરે કહ્યો સુઘડ નારનો વિસ્તાર;
જેણે ઉતાર્યાં ભવ પાર, તેમાં નવ લાગી વાર, તેનો સફ૦

આ પદ બોલતા બોલતા દુકાન સુધી આવી પહોંચ્યા; દુકાન ઉપર ઘરાકી વિશેષ હતી, ધર્મપ્રિય તે બધાનાં મન પતાવી માલ જોખી આપતા હતા. તેમના કામમાં મદદ કરવા મંડી પડયા એટલે તેમના સુઘડ નાર સંબંધ જે વિચાર ચાલતા હતા તે બંધ પડી ગયા.

દીન બંધુ, અતિ દયાળુ પરમાત્મા આગળ નિષ્કામ ભાવે કરેલી અરજી–વિનંતિ કદિ સ્વીકારાયા વગર પાછી ફરી છે? ગંગાબાઇના શબ્દો પ્રભુએ સાંભળ્યા. ગંગાબાઇના દિલમાં વિચાર આવ્યો. ચાલો આજે થાક લાગ્યો છે. સાંજે બહુ કામ નથી. ત્યારે જરાક મનને વિશ્રાંતિ આપી આવું. મનોહરદાસને ઘેર શાન્તાબાઇને મળ્યે બહુ દિવસ થયા છે માટે ત્યાં જ જાઉં.

બસ. સંકલ્પ થતાં જ પોતાનું કામ સંકેલી લીધું. હાથ, મોઢું ધોઈ સાફ કર્યાં. પોતાનાં સૌભાગ્ય ચિન્હ ચાંલ્લો, ચોટલો અને ચુડી, સુધારી લઈ સ્વચ્છ, સાદાં વસ્ત્ર પહેરી, ઘર સાચવીને બંધ કરી પરવા નીકળ્યાં. સાથે એક નાનો દીકરો હતો તેને લીધો.

થોડા સમય બાદ શાન્તાબાઇની ખડકી આગળ પહોંચ્યાં. ખડકીના ખુલ્લા દ્વારમાંથી સામા ઘરના ઓટલા ઉપર ચાર પાંચ બાઈઓને બેઠેલાં અને ગામ ગપાટા મારતાં દીઠાં. શાન્તાબાઇ પણ ત્યાં જ હતાં. ગંગાબાઇને તેમના દીકરા સાથે પોતાની ખડકી તરફ આવતાં જોયાં. તે એકદમ ઉઠયાં. ઘરમાં પુષ્કળ પૂંજો પડેલો હતો. આ ગંગાબાઇ જોશે તો તેમને કેવું લાગશે? એમ વિચારતાં પોતાનો એક જુનો પ્રાટલો સાલ્લો હાથમાં આવ્યો તે લઇ થોડી જગા ઝાટકી સાફ કરી દીધી. સાવરણીનું ઘરમાં ઠેકાણું નહોતું તેથી જે હાથમાં આવ્યું તેણે

પૂંજો ઝાટકયો. ધૂળ ખૂબ ઉડી. બહાર બેઠેલાં શાન્તાબાઇનાં સાથીદારો આ જોઇ તેની મશ્કરી કરવા લાગ્યાં. એટલામાં તો ગંગાબાઇ તેમના ઘર સુધી આવી પહોંચ્યાં.

ચતુર હોવાથી શાન્તાબાઇની મુઝવણ તે સમજી ગયાં. પણ જાણે કાંઇ જાણતાં જ નથી એમ તેમના ઘરમાં પેઠાં એટલે શાન્તાબાઇએ આવો, બેસો કહી તેમનો સત્કાર કર્યો.

બન્ને બહેનો (બાઇઓ) બેઠાં. ગંગાબાઇનો દીકરો બહાર રમવા લાગ્યો. એક બીજાની ખબર અંતર પૂછી પણ શાન્તાબાઇના જ મનમાં થયું કે બહાર વાતોમાં ખરી મઝા આવી હતી. આ ક્યાંથી અત્યારે આવી ચઢયાં? આવો મનમાં વિચાર કરે છે ત્યાં તો ગંગાબાઇના મુખમાંથી મધુર અને પ્રિય વાકયોની ધારા વહેવા માંડી.

શાન્તાબહેન, ઘણા દિવસ તમને દીઠે થયા. એક બે વખત હું તમારે ત્યાં આવી પણ તમે અમ ગરીબનું ઘર એક વખત પાવન કર્યું છે? બહેન, હવે તો એ બન્ને ભાઈઓ દુકાનના ભાગીદાર થયા એટલે આપણે પણ એક બીજાનો સ્નેહ ન વધારવો જોઇએ? હા, બહેન, મારા પિતાશ્રીને ત્યાં તમારા પિતાશ્રીના જેટલી સાહેબી નહિં. એટલે અમારા જેવાં તમારા શા હિસાબમાં? પણ આજે હું આવી છું તમને બન્નેને મારે ત્યાં જમવા આવવાનું નોતરું આપવા. પરમ દિવસે વૈશાખ સુ. ૩ (અખાત્રીજ)ને દિવસે મારા આ ચેતનભાઈની વર્ષગાંઠ

છે. અને ભજન, ગરબા વગેરે રાખ્યાં છે તેથી તમે બન્ને મારે ત્યાં જમવા આવશો. તથા અમારા આનંદમાં ભાગીઆં થશો એ માગણી કરવા હું આવી છું માટે ના ન પાડશો.

શાન્તાબાઇની ઈચ્છા તો નોતરું ઝીલવાની નહોતી પણ ગંગાબાઇના આગ્રહથી તે ના ન પાડી શક્યાં. સાંજે મનોહરદાસ દુકાનેથી ઘેર આવ્યા ત્યારે તેમને તે બધી હકીકત કહી અને અખાત્રીજને દિવસે ધર્મપ્રિયને ત્યાં જમવા જવાનું તથા ભજન અને ગરબામાં જવાનું છે એ વાત પણ તેમના આગળ રજુ કરી. મનોહરદાસે તે વાતને મંજુરી આપી.

ગંગાબાઇએ પોતાના પતિ ધર્મપ્રિય મારફતે બીજે દિવસે મનોહરદાસને નિમંત્રણ મોકલ્યું અને વિનંતિ કરી કે તમે બન્ને ભાઇઓ જમવા સાથે આવજો અને શાન્તાબાઇને મેં પોતે નોતરું આપ્યું છે તેથી તે પણ આવશે.

અખાત્રીજના દિવસે સૂર્યોદય પહેલાં પ્રાતઃકાળનાં સર્વ કર્મથી નિવૃત્ત થઈ, ગંગાબાઇ રસોઇ કરવાના કામમાં રોકાયાં. વચમાં વચમાં ઘરની, વાસી વાસણ વગેરેની સ્વચ્છતા કરી લીધી. દસ વાગતાં રસોઇ તૈયાર કરી બે આસન ગોઠવી, તેની ડાબી બાજુ ઉપર ચકચકાટ કરતા બે લોટા નિર્મળ જળથી ભરી તેની ઉપર બે સ્વચ્છ પ્યાલા ઢાંકી બન્ને મિત્રોને જમવા બેસવા માટે બધી તૈયારી કરી તેમની રાહ જોતાં બેઠાં.

થોડી વારે શાન્તાબાઇ આવી પહોંચ્યાં. તેમને એક

આસન આપી બેસાર્યા. બન્ને મિત્રોને દુકાનેથી આનંદથી વાતો કરતા ઘર તરફ આવતા જોઈ, ગંગાબાઇએ તેમનાં દુકાનનાં કપડાં બદલીને જમવા બેસવા માટે બે અબોટિયાં, હાથ પગ ધોવા માટે જળથી ભરેલું પાત્ર અને પછી હાથ આદિ લૂછી કોરા કરવા એક ટુવાલ બહાર ઓસરીમાં મૂકી દીધાં.

બન્ને મિત્રો ઘરમાં આવતાંજ તેમનો પ્રેમથી સત્કાર કર્યો. એક હિંચોળા ઉપર તે બન્ને બેઠા પછી, ગંગાબાઇએ ધીરે રહી તેમને જમવા માટે ઉઠવાની વિનંતિ કરી.

ધર્મપ્રિય તથા મનોહરદાસ બન્ને ઉઠયા. વસ્ત્ર બદલી હાથ પગ, તથા મુખ સાફ કરી આસન ઉપર બેઠા. ગંગાબાઇએ બે થાળીઓમાં રસોઇ પીરસીને તૈયાર લાવી મૂકી દીધી. બન્નેને જમવાનો આરંભ કરવા કહ્યું.

સંકોચથી ગંગાબાઇ તે બન્નેની સામે બેઠાં. વિનોદનાં વચનો કહેતાં કહેતાં ખૂબ જમાડી, સંતોષ્યા. વચમાં શાન્તાબાઇને સંબોધીને તેમને પણ કંઇક કહેતાં અને આનંદ કરાવતાં.

જમી ઉઠયા પછી તેમને મુખવાસ આપ્યો. અને બન્નેને વિનંતિ કરી કે આજે ચિ. ચૈતન્યભાઇની વર્ષગાંઠનો ઉત્સવ હોવાથી એક વાગે ભજન મંડળીવાળા આવશે અને અઢી વાગ્યે મહોલ્લાની બહેનો ગરબા ગાવા માટે આવવાનાં છે. તો

તમે બન્ને મારા તે કાર્યક્રમમાં સાથ આપી, મારા આનંદમાં વૃદ્ધિ કરશો. આજનો દિવસ દુકાને રજા પાળશો.

બન્ને મિત્રોએ તેમની માગણી માન્ય રાખી.

ગંગાબાઇએ બન્ને મિત્રોને વામકુક્ષી કરવા એક બાજુ બે ચટાઈઓ તથા બે ઉશિકાં મૂકી આપ્યાં. અને પછી ધર્મપ્રિયની આજ્ઞા લઈ બન્ને બહેનો, બન્ને પતિદેવની થાળીમાં જમવા માટે બેસી ગયાં.

શાન્તાબાઇતો આજની રસોઇ, તેમને પીરસવાની તથા વિનોદથી વાત કરી જમાડવાની રીત વગેરે જોઈ આભી બની ગઇ, બહુ આનંદ પામી અને મનમાં વિચાર કરવા લાગી કે આપણે તો આવું કાંઈ જમતાં નથી અને આવો આનંદ પણ ભોગવતાં નથી. અરેરે, મનુષ્યદેહ લીધા છતાં ઢોર જેવું જ જીવન ગાળ્યું !

જમતાં જમતાં આવા વિચાર થતાં શાન્તાબાઇના હાથનો કોળિયો એમજ રહી જતો. તે જોઇ ગંગાબાઇ પૂછે છે બહેન શા વિચાર કરો છો? કંઇ જોઇએ છે? જે જોઇએ તે માગશો. સંકોચ ન રાખશો. લ્યો જમો. પછી આજે તો અહિંજ રહેવાનું છે ને? પછી આપણે શાન્તિથી વાતો કરીશું.

જમી ઉઠયાં. વાસણ સાફ કરી નાખ્યાં. ચુલાને અબોટ દીધો મુખવાસ લેવા બેઠાં. થોડીવાર પછી ભજન મંડળીના માણસો આવવા લાગ્યા.

ગંગાબાઇએ તેમને માટે પોતાના આંગણામાં પાથરણાં પથરાવ્યાં. મહોલ્લામાં બધાંને ભજન સાંભળવા આવવા નિમંત્રણ આપી આવ્યાં. ગરબા માટે તો તેમણે બહેનોને પહેલે દિવસે જ કહી રાખ્યું હતું.

ઠાકોરજીની છબી પધરાવવા એક સિંહાસન મૂકી તેને શણગારી, બાજુ ઉપર સુંદર પિત્તળની દીવીમાં રૂની દિવેટો ગોઠવી, અંદર ઘી પૂરી તૈયાર રાખ્યાં. અગરબત્તી તથા પૂજાનો સામાન, ઠાકોરજી માટે નૈવેદ્ય તથા ભક્તજનો માટે પ્રસાદ વગેરે તયાર કર્યું હતું તે પણ લાવીને એક બાજુ ઉપર ગોઠવી રાખ્યું. જેથી ભજન સાંભળવા બેઠેલામાંથી વચમાં કોઇને વિક્ષેપ ન થાય; તેમ પોતાને પણ ઉઠબેસ ન કરવી પડે. મંડળીના માણસો માટે જળ પાત્ર તથા પ્યાલા પણ તૈયાર રાખી દીધા.

મંડળી સંપૂર્ણ આવી ગઇ. કાર્યનો આરંભ થયો. દીવો પ્રગટાવ્યો. ઠાકોરજીની છબી સિંહાસને પધરાવી. પુષ્પ આદિથી પૂજા કરી. અગરબત્તીનો ધૂપ કર્યો.

ધર્મપ્રિય, મનોહરદાસ તથા મહોલ્લાના બીજા સજ્જનો અને બહેનો ભજન સાંભળવા યોગ્યતા પ્રમાણે બેસી ગયાં. ભજનનો આરંભ થયો.

**શ્રી કૃ....ષ્ણ કનૈ....યા લા....લકી જય.**

બોલતા મંડળી વાળા રાસ રમતા હોય તેવી રીતે ચોકમાં વર્તુળાકારે ગોઠવાયા. હાથમાં છબલકીયાં લીધાં. ખભા ઉપર મંજીરાની એક એક જોડ લટકી રહી છે. પદ આરંભાયું.

છોટી બડી ગ....ઉઆં....રે....ચરાવે નાનો કહાનજી.... મંડળી તાલ સાથે પદ ઝીલે છે, ગાય છે અને ગોળ ફરે છે. એક જ લીટી જુદા જુદા ભાવ સાથે કેટલીક વાર ગાઇ, કૃષ્ણ કનૈયાની જય બોલાવી બીજું પદ આરંભ્યું.

પદ

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નિરધાર, તેમાં ભૂલી ગયો ભગવાનને રે. (ટેક)
ધન દોલત નારી ને ઘણા દીકરા રે;
ખેતીવાડી ઘોડી ને ઘરબાર, તેમાં ભૂલી૦ ૧
મેડી મંદિર ઝરોખા ને જાળિયાં રે;
સુખદાયક સુંદર સેજ, તેમાં ભૂલી૦ ૨
ગાદી તકીયા ને ગાલ મસુરીયાં રે;
અતિ આડ કરે છે એજ, તેમાં ભૂલી૦ ૩
નીચી ખાંધ કરીને નમતો નથી રે;
એવું સાધુ સંગાથે અભિમાન, તેમાં ભૂલી૦ ૪
પાપ અનેક જનમનાં આવી મળ્યાં રે;
તારી મતિ મલિન થઇ મંદ, તેમાં ભૂલી૦ ૫
**દેવાનંદ**ના સ્વામીને વિસરી ગયો રે;
તારે ગળે પડ્યો જેમ ફંદ, તેમાં ભૂલી૦ ૬

પદ

ઉંઘ આવે છે કે....મ અભાગી....યા;
જાગ જાગ થવા બેઠું જા....ન રે, ભજ રામને.

માથે કાળાં મટીને ધોળાં આવીયાં;
તોએ મૂકે નહિ અભિમા....ન રે, ભજ રામને.
ફોજો આવશે કપરી કાળની, તુને ઘેરશે ચારે પાસ....રે, ભજ૦
અહીંઆં કોઇનું કહ્યું નવ માનતો,
કેમ સે'શો તે જમનો ત્રાસરે, ભજ૦
પરીવારમાં પ્રભુને ભૂલી ગયો, હવે કોણ લેશે સંભાળ રે, ભજ૦
માટે ચેતી લે ચેતાવું તુંજને, તારો ઓચિંતો આવશે કાળરે, ભજ૦
આ જે દેખે છે તે સર્વે ધૂળ છે, જેવો બાજીગરનો ખેલ રે, ભજ૦
એમ અંતે તે કોઇ કોઈનું નથી, માટે મૂરખ મમતા મેલરે, ભજ૦
જેમ રાતમાં સ્વપ્નું આવે તુંને, એતો જાગેથી મિથ્યા થાયરે, ભજ૦
એમ આ પણ સ્વપ્નું જાણજે, જ્યારે ત્યારે પણ એ જાયરે, ભજ૦
માટે **વ્યાસ ભોળા** તું લોભાઇશ નહિ, હરિ નામનું લે હથિયાર, ભજ૦
ઢાલ ધરી લે ધીંગા ધણી તણી, પછી કોઈ નો શો છે ભારરે, ભજ૦

---

## જન્મ્યા પહેલાં જીવની માતાના ગર્ભમાં સ્થિતિ.

પદ. ૧

માયામાં મનડું મોહ્યું રે પામર પ્રાણી
પ્રભુમાં ચિત્ત ન પ્રોયું રે પામર પ્રાણી
જીવડલા ઉંધે માથે તું દશ મહિના ઝુલ્યો
તે દહાડા હવે ભૂલ્યો રે પામર પ્રાણી —માયામાં૦ ૧
જેને 'લ્યા તું તો બળતો 'તો જઠરાની જ્વાળે
ઉગાર્યો દીન દયાળે રે, પામર પ્રાણી —માયામાં૦ ૨

કરડતા તારી કાયાને કમિઆ ને કીડા
પસ્તાતો પામી પીડારે પામર પ્રાણી —માયામાં૦ ૩
ખાટું ને ખારું તીખું જનેતા તારી ખાતી
તે થકી બળતા થાતી રે, પામર પ્રાણી —માયામાં૦ ૪
મુઝાતો મૂરખ આળા તે ચામડાની માંહે
ત્રીકમજી બેલી ત્યાંહીરે પામર પ્રાણી —માયામાં૦ ૫
ગોઝારા તેં તો મળને મૂતરમાં ખાધાં ગોથાં
પૂછાવી જોને પોથાંરે પામર પ્રાણી —માયામાં૦ ૬
સંભાર્યા સાતે મહિને ઋષિરાજ કેરા સ્વામિ
અલબેલો અંતર જામીરે પામર પ્રાણી —માયામાં૦ ૭

---

## ગર્ભમાં દુઃખી થતો જીવ પરમાત્માની સ્તુતિ કરે છેઃ—

પદ. ૨

વા'લીડા ચડજો વ્હારે રે, બળવંતા બેલી;
કપાશે બંધન કયારે રે બળવંતા બેલી.
વહાલાજી મારા, નથી આ વેળા કોઇ મારું;
છે શરણું એક તમારું રે બળવંતા બેલી —વા'લીડા૦ ૧
વહાલાજી મારા, વડાઈ આપની વિચારો;
અપરાધ ના જોશો મારો રે બળવંતા બેલી —વા'લીડા૦ ૨
વહાલાજી મારા, સગપણ તમારું એક સાચું;
બીજું તો સર્વે કાચું રે, બળવંતા બેલી —વા'લીડા૦ ૩
વહાલાજી મારા, પિતા તમે ને તમે માતા;
ભૂધરજી મારા ભ્રાતારે, બળવંતા બેલી —વા'લીડા૦ ૪

વહાલાજી મારા, તમે છો દીન કેરા બંધુ;
શામળીઆ ગુણના સિંધુરે, બળવંતા બેલી —વા'લીડા૦ ૫
વહાલાજી મારા, નબળી વખતના છો નાણું;
જગ સર્વે મિથ્યા જાણું રે, બળવંતા બેલી —વા'લીડા૦ ૬
શરણાગત કેરી સંભાળ, સ્વામી છો લેનારા;
ઋષિરાજ હૃદે રહેનારા રે, બળવંતા બેલી—વા'લીડા૦ ૭

## ગર્ભમાં પુર્વજન્મોની દુઃખની સ્મૃતિ.

### પદ. ૩

ભૂધર હું તમને ભૂલ્યો રે, ભટકું છું ભવમાં;
તે માટે દુઃખમાં ડુલ્યો રે, ભટકું છું ભવમાં.
સ્થાવરના ભવમાં જીવણ, હું ઝાડ થઇ થપાણો;
કુહાડે ત્યાંથી કપાણો રે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૧
જનાવર કેરા જનમે, ના સુખની વેળા જાણી;
પામ્યો નહિ વખતે પાણી રે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૨
લાખો ફેરા મેં અજના, અવતાર વહાલા લીધા;
ત્યાં દૈત્યે ઝટકા દીધા રે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૩
ભોરિંગના ભવમાં ચરણ, વિના હું પેટે ચાલ્યો;
ત્યાં સાણસડેથી ઝાલ્યો રે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૪
કુતરાની કાયા પામીને, વીણી ખાધા કડકા;
ત્યાં ભુખના વેઠ્યા ભડકારે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૫
અવતાર ખરને ઊંટોના, કેટલાક કાઢ્યા;
અણ તોળ્યા ભાર ઉપાડ્યારે, ભટકું છું ભવમાં. —ભૂધર૦ ૬

ઋષિરાજ સાચા સ્વામિ, હવે તો શરણે રાખો;
લઈ જનમ ચુકયો છું લાખોરે, ભટકું છું ભવમાં —ભૂધર૦ ૭

## ગર્ભમાંથી છૂટવા માટે અરજ કરવી તથા જામીનગિરી

પદ. ૪

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી;
વૃથા નહિ બોલું વાચારે, અલબેલા અરજી.
નરકની પીડા અઠ્ઠાવીસ, કુંડમાં મેં ન્યાળી;
ગર્ભવાસે તો હદ વાળીરે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૧
મટાડો મહેરબાની કરીને, સંકટ મહારું;
વહાલા નહિ ગુણ વિસારુંરે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૨
કથા તમારી કા'ના, હું સાંભળીશ કર્ણે;
તીર્થાટન ચાહીશ ચરણેરે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૩
નારાયણ તમને નેહેથી, નીરખીશ નયણે;
વળી કીરતન ગાઇશ વેણેરે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૪
સ્વામી તમારા હરિજનની, કરીશ હાથે સેવા;
શિર નામીશ હું સુર દેવારે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૫
તથાપિ ત્રીકમ ના'વે, પતીજ મારી તમને;
તો જમાન આપુ જમનેરે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૬
ગર્ભવંતની અરજી સુણી, ઋષિરાજ કહે દીલ ભેદું;
સંકટ પ્રાણીનું છેદું રે, અલબેલા અરજી. —સાંભળજો૦ ૭

## મોંઘો મનુષ્ય દેહ લઇ શું કરવા બેઠો છે?

### પદ. ૫

વિસાર્યા તેં વનમાળીરે, જીવલડા જૂઠા;
ભરમાણો માયા ભાળીરે, જીવલડા જૂઠા.
આવ્યો છે તું આ દુનીઆમાં, દેહ ઇંદ્રી દમવા,
કેમ રસ્તે લાગ્યો રમવારે, જીવલડા જૂઠા. —વિસાર્યા૦ ૧
આવ્યો છે તું તો ભક્તિના, ભેદ સર્વે ભણવા;
કેમ ગણિત બેઠો ગણવારે, જીવલડા જૂઠા. —વિસાર્યા૦ ૨
આવ્યો છે તું તો ચતુર ભુજને રસ્તે ચઢવા;
કેમ પાછો લાગ્યો પડવારે, જીવલડા જૂઠા. —વિસાર્યા૦ ૩
આવ્યો છે તું તો જમડાની, આપીને જમાની,
એ ભૂલ્યો કેમ અજ્ઞાનીરે, જીવલડા જૂઠા. —વિસાર્યા૦ ૪
આવ્યો છે તું તો ગુણરે, ગોવિન્દજીના ગાવા;
કેમ લાગ્યો મોહ મચાવારે, જીવલડા જૂઠા. —વિસાર્યા૦ ૫
આવ્યો છે તું તો બદરી, પતિનું ધરવા બહાનું;
કેમ છળ આદરીયું છાનુંરે, જીવલડા જૂઠા. વિસાર્યા૦ ૬
આવ્યો છે તું રઘુવરને, ઋષિરાજ કહે રીઝાવા;
કેમ જોયું જમપુર જાવારે? જીવલડા જૂઠા. વિસાર્યા૦ ૭

---

## નાશવાન દેહ માટે આટલું બધું અભિમાન!

### પદ ૬

જતિ રહેશે કાલ જવાની રે, છાકે છે શાથી?
દિલડાની ટાળ દીવાની રે, છાકે છે શાથી?

શોભીતો તેં તો માન્યો છે, દેહ તારો સાચો;
છે કાય ઘડુલો કાચો રે, છાકે છે શાથી? જતિ૦ ૧
કોઈ દહાડો તેં તો પડવાની, ધારી નથી કાયા;
પણ વાદળની છે છાયા રે, છાકે છે શાથી? જતિ૦ ૨
ટળી જાશે જોતાં જોતાંમાં, દેહ પ્રાણી તારો;
જેમ વીજળીનો ઝબકારો રે, છાકે છે શાથી? જતિ૦ ૩
જોને 'લ્યા સૂતા સમશાને, કંઇક તારા જેવા;
નવ કોઈ રહ્યા સુખ લેવા રે, છાકે છે શાથી? જતિ૦ ૪
હજારો ઉપર હુકમ, ચલાવતા હાકેમડા;
પણ ઝડપી ચાલ્યા જમડા રે, છાકે છે શાથી? જતિ૦ ૫
રસનાયે જીવડા રટરે, **ઋષિરાજ** કહે છે રશિયો;
જે વિશ્વ સકળમાં વસીઓ રે, છાકે છે શાથી? જતિ૦ ૬

---

## માયિક પદાર્થોમાં મમત્વ ન કરો પણ જાગો.

### પદ ૭

માને છે મારૂં મારૂં રે, જાગીને જોને;
તલભાર નથી કાંઈ તારૂં રે, જાગીને જોને.
માણેકને મોતી કેરી, દુકાનો જેણે માંડી;
હેંડ્યા લઇ ફુટી હાંડીને, જાગીને જોને. માને છે૦ ૧
ભંડાર ધનના ભરીઆ, ભૂપાળે ભજવી ભાલા;
પણ ચાલ્યા ઠાલા માલારે, જાગીને જોને. માને છે૦ ૨
કીર્તિયો જેના નાણાંની, સંભળાતી કાને;
તે સૂતા જઈ સમશાને રે, જાગીને જોને. માને છે૦ ૩

સંચરતા હાથી ઘોડા, હજારો જેની સાથે;
તે હેંડયા ખાલી હાથે રે, જાગીને જોને. માને છે૦ ૪

સંસાર સર્વે દેખીને, ડરતો જેની શેહેમાં;
તે ચોંટયા જઇને ચેહેમાં રે, જાગીને જોને. માને છે૦ ૫

કીધાં હોય હાથે કરીને, દાન પુન્ય કોડે;
તે જાય જીવની જોડે રે, જાગીને જોને. માને છે૦ ૬

**ઋષિરાજ** કહે હૃદયામાં, રહેનારો જેથી રીઝે;
કામો તો એવા કીજે રે, જાગીને જોને. માને છે૦ ૭

---

## જમ રાજા પકડે તે પહેલાં, આપેલું વચન પાળો.

### પદ ૮

નારાયણ નર નારાયણ રે જીભેથી જપને.
પ્રાણી થા હરિ પારાયણ રે જીભેથી જપને.

પહેલેથી મોતે ચેતાવા મોકલ્યાં છે પળીઆં;
વળી ગાત્ર સર્વે ગળીયાં રે જીભેથી જપને. નારાયણ૦ ૧

કેંહેડયોમાં વસિયું કળતર ને પગનું બળ પરવાર્યું;
હાથોનું જોર હાર્યું રે જીભેથી જપને. નારાયણ૦ ૨

વંઠી ગયાં વેણાં, નેણાંનુ તેજ માંડયું ટળવા;
બળ સરવે લાગ્યું બળવા રે જીભેથી જપને. નારાયણ૦ ૩

લખેશ્રીની પદવી તાકે છે હજી લેવા;
જવ નહિ વધે વડ જેવા રે જીભેથી જપને. નારાયણ૦ ૪

અવતાર પાછો માણસનો આવશે નહિ આ'વો;
પછીથી થશે પસ્તાવો રે જીભેથી જપને. નારાયણ૦ ૫

પરવારી લેને પ્રાણી શું સુખથી સૂવે છે ?
જમડા તો વાટ જુવે છે રે જીભેથી જપને. નારાયણ૦ ૬
ઋષિરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે;
મા જીતી બાજી હારે રે જીભેથી જપને. નારાયણ૦ ૭

વખત જતો ગયો તેમ તેમ ભજન મંડળીનો ઉત્સાહ વધ્યો. મનુષ્યોની ભીડ પણ જામી. એક કલાકે તેમનો કાર્યક્રમ પૂરો થયો.

સર્વે શ્રોતાઓ આજના ભજનનો આનંદ વર્ણવતા પ્રસાદ લઈ પોતપોતાને ઘેર ગયા.

શાન્તાબાઇની આંખમાં ભજન સાંભળી કોઇ કોઇ વખતે ઝળઝળિયાં આવતાં. છાનામાનાં તે લુછી નાખી સાફ કરી, પાછાં સાવધાન થઈ સાંભળતાં. ગંગાબાઇ આ બધું તેમની વિચક્ષણ દૃષ્ટિથી સમજી ગયાં હતાં. તેમના મનમાં થયું કે શાન્તા અવશ્ય સુધરશે. પ્રભુની કૃપા છે. બહુ મહેનત નહિ પડે. ખોટ નથી. પણ તેને જોઇએ તેવી સોબત નથી. પ્રભુ સૌ સારું જ કરશે એવો વિચાર કરે છે ત્યાં તો તેમને ત્યાં ગરબા ગાવા માટે, તેમણે જેમને શિખવ્યું છે અને તેથી તેમના ઉપર અતિશય પ્રેમ છે એવી મહોલ્લાની નાની મોટી સર્વે બહેનો આવી પહોંચી.

પુરુષ વર્ગ યોગ્યતા પ્રમાણે આઘાપાછા ગોઠવાઇ ગયા અને બહેનોએ ગંગાબાઇની સૂચના અનુસાર તાલબદ્ધ સંગીત સાથે ગરબો ગાવો શરુ કર્યો.

**ઉષા બહેને** ગરબાનો આરંભ કર્યો.

(રાસડો—પુનમ ચાંદની...એ રાગ)

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળિયે....રે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન[1]
સાસુ સસરા માત પિતાની સેવા સાચવો....રે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ[2] રે. (ટેક)

**સાખી**

નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ,
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે;
પતિ વિણ પતિના પણ સન્મિત્રોની સંગાથ. એવા૦

**સાખી**

નાથ વિના કરવી નહિ, વિનોદ[3] રસની વાત,
વિશ્વ વિરુદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત,
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સદ્[4] આચારથી રે;
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત. એવા૦

**સાખી**

કુષ્ટી[5] કદ્રૂપ[6] કુબડો, નિર્ધન નિર્બળ કાય;
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સુરરાય.[7]
જોડી પગ અંગુઠે દૃષ્ટિ, આધું ઓઢિએ રે;
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય. એવા૦

---

૧ કરી પરિધાન=પહેરીને ૨. દીપાવીએ. ૩. ગમત. ૪. સારો. ૫. કોઢવાળો. ૬. ખરાબ રૂપવાળો. ૭. ઇન્દ્ર.

### સાખી

ઉંચે સ્વરે ન ઉચરવું, મૂકીને મરજાદ;
કુલીન બ્હેન કરવો નહિં, વડીલથી વિવાદ,[1]
ચંચળ ચાલે ચટક મટક ચતુરા[2] નવ મા'લીએ રે;
શિવ સુત **કેશવની** શીખામણ અંતર યાદ. એવા૦

( डाह्याभाई )

કુમારી ઉષા બ્હેનનો રાસડો પૂરો થયો. તેનો સૂચક ભાવ, તેની ગાવાની રીત, તેનો કંઠ, બધાંયે વખાણ્યાં. પછી સુમિત્રા બ્હેને બીજો ગરબો શરુ કર્યો.

### સાસરે જતી બહેનને શિખામણ.

( સુંદરબાઇ ચાલ્યાં સાસરીએ—એ રાગ )

સંસાર વિકટ વન સરખો છે;
સંભાળીને સાંચરજો બ્હેન, વચમાં રસ્તો વસમો છે;
ઠગ ચોર રહે છે કોઇ ઠામે,
ડરિ ડરિને ડગલાં ભરજો બ્હેન, વચમાં રસ્તો૦ ૧
કયાંઇ વાઘ વરુના સ્વર સુણશો;
કયાંઇ મોર બપૈયા બોલે બ્હેન, વચમાં રસ્તો૦ ૨
કયાંઇ શીતળ છાયા સારી છે;
કયાંઇ તાપ તપે વણ તોલે બ્હેન, વચમાં રસ્તો૦ ૩
ગંભીર થજો ગભરાશો મા;
ધરિ ધીરજ આગળ ધસજો બ્હેન, વચમાં રસ્તો૦ ૪

---

૧. તકરાર. ૨. ચતુર સ્ત્રી.

વળિ સોબત પણ સજજો સારી;
શીખામણ શુભ સાંભળજો બહેન, વચમાં રસ્તો૦ ૫
અનુભવી જનની આગળ જઇને;
પૂછીને પંથે પળજો બહેન, વચમાં રસ્તો૦ ૬
સતીઓ જે રસ્તે ગઇ સજ્જ થઈ;
તે નકશો જો જો નિરખી બહેન, વચમાં રસ્તો૦ ૭
શું સારું ને શું નરસું છે;
પેખીને લેજો પરખી બહેન, વચમાં રસ્તો૦ ૮
તમે દયા ઘણી દિલમાં ધરજો;
દુઃખ દેખો જેને દેહે બહેન, વચમાં રસ્તો૦ ૯
મૃગ તૃષ્ણા જેવી મારગમાં;
નદીઓ મોટી નિરખાશે બહેન, વચમાં રસ્તો૦ ૧૦
પણ તે પાણી નથી પીવાનું;
પીવા જનાર ઠગાશે બહેન, વચમાં રસ્તો૦ ૧૧
કોઈ ઠેકાણે બહુ કાદવ છે;
ઠરિયા પર્વત કોઈ ઠામે બહેન, વચમાં રસ્તો૦ ૧૨
પ્રભુ કરુણાથી કંઇ પાર પડયા;
દીઠા છે **દલપતરામે** બહેન, વચમાં રસ્તો૦ ૧૩

## સાસરે જતી બહેનને શિખામણ. ૨.

(આસો માસો શરદ પુનમની રાત જો—રાગ)

વહાલી બ્હેન જવાની તું વિદેશ જો,
ગૃહ શ્વશુરનું શાંતિથી દીપાવજે;

રહેવું સુખ દુઃખ સાથ પતિના નિત્ય જો,
આપણું એ કર્તવ્ય પરમ તું લેખજે.... ૧
હોય પતિ પ્રીતિહીન વ્યસની કે તામસી,
સુધારવા સ્નેહે સહુ રહીને યત્નથી;
પરઘર કદી નવ કરવી વિપતની વાત જો,
પ્રભુએ દીધેલી સ્થિતિમાં સુખ માનીએ.... ૨
પ્રેમ સહિત નિજ સંતતિને સંભાળીને,
આપી શિક્ષણ જીવન ઉચ્ચ બનાવજે;
સુત[1] સુતામાં[2] ભેદ જરા નવ લેખવો,
દંપતી ધર્મનું ફળ એ શુભ તું માનજે.... ૩
સ્નેહ સહિત તું ભગિનીને[3] ઉપદેશ જે,
જેથી થાયે આર્ય ભૂમિને સુખ જો;
રહેશે નવ કદી દ્રવ્યથી આપણું નામ જો,
પણ પતિવ્રત **ધર્મથી કીર્તિ** ઝગઝગે.... ૪

---

## સ્ત્રીઓનું નિત્ય કર્મ

"રઘુપતિ" રામ હૃદેમાં રે'જોરે"—એ રાગ.

સુણો સહુ બે'ન ભારત વાસીરે.
કહુ પૂરણ પ્રેમ પ્રકાશી, —સુણો૦ ટેક.
સખી ઉઠી વાણામાં વે'લાં રે, પૂંજો વાળીએ સૌથી પહેલાં રે,
માંજીએ વાસી પાત્ર પડેલાં, સુણો૦

---

૧, દીકરો. ૨, દીકરી. ૩, સર્વે સ્ત્રીઓને.

સખી દાતણ પૂઠે કરવું રે, આંગણું વાળવા ન વીસરવું રે;
થાપ ગંદકી થકી ડરવું રે, સુણો૦
સખી પાણી પછીથી ગાળવું રે, પાણી ભરવાને પોતે સંચરવુંરે;
રસ્તે રતીએ ન વાતે વળવું, સુણો૦
સખી પાણી ભરી પરવારી રે, સ્નાન કરવું સદા સખી મારી રે;
શુદ્ધ લેવું પછી પટ ધારી, સુણો૦
સખી સ્વામી સેવા શુદ્ધ ચિત્તેરે, કરવી ઘટે પૂરણ પ્રીતે રે;
વળતી જ રસોઈ ખચીતે, સુણો૦
સખી કાળજી તેમાં ધરીએ રે, તપેલીને કંટેવાળો કરીએ રે.
ધોઈ અનાજ તેમાં ધરીએ, સુણો૦
સખી રૂડી રીતે ચીત્ત રાખી રે, રાંધવી જ રસોઇ આખી રે;
રખે કરતાં અજુઠી ચાખી, સુણો૦
સખી પાટલો નૌતમ નાખી રે, જળપાત્ર પાસે ભરી રાખી રે,
તેડો કંથને કોમળ ભાખી, સુણો૦
સખી સ્વામીને સ્નેહે જમાડો રે, રૂડી વાતથી આનંદ આલો રે;
જમતાં વાયુ વીંઝણલે ઢાળો, સુણો૦
સખી સ્વામી જમી પરવારેરે, આપો તંબોળ તેમને ત્યારે રે;
સુવા સેજ કરો તૈયાર, સુણો૦
સખી સ્વામી જમ્યા હોય જેહરે, જમવું પોતે પછી તેહ રે;
નક્કી આપણું શ્રેય છે એહ, સુણો૦
સખી પોતે જમી પરવારો રે, પાત્ર સરવને સઘ ઉજાળો રે;
દેવો અબોટ ઉચરું સારો, સુણો૦

સખી જ્યાંનું તે ત્યાં મુકી દેવું રે, પછી પોતે જરા સુઇ લેવું રે,
ઉંઘી ઉઠી શું કરવું તે કે'વું, સુણો૦
સખી શીવણ કામ સંભાળો રે, થર થીંગડ હોય તે મારો રે,
કાંતો ભરવાનું હાથમાં ધારો, સુણો૦
સખી દાણો દુણી હોય સળતાં રે, તેને શુદ્ધ કરી રહો ભરતાં રે;
રખે આળસ એમાં કરતાં, સુણો૦
સખી હોય ન કામ સુણાવું રે, વાંચો સુણો નીતિ ગ્રંથ કા'વું રે,
પણ ખોટું ખરે નહિ ગાવું, સુણો૦
સખી નાથજી નિદ્રા ત્યાગે રે, ઉઠી આપો વારિ વિણ માગે રે;
પૂરો પ્રેમ પતિનો જાગે, સુણો૦
સખી સાંજ પડે સંભાળો રે, રાંધી રસોઈ નાથ જમાડો રે;
પછી પોતે જમી પરવારો, સુણો૦
સખી સ્નેહથી સેજ સમારો રે, પોઢે નાથ ન વાર લગાડોરે,
પછી વાત વિનોદની કા'ડો, સુણો૦
સખી કંથની ચોંપો કાયા રે, જ્યારે જીવણ જંપી જાએ રે;
ત્યારે સૂવું ઘટે સેજમાંએ, સુણો૦
સખી સૂતા પહેલાં પાણી રે, મૂકો પલંગ નીચે આણી રે;
પછીથી પોઢો સૈયર શાણી સુણો૦
સખી એ રીત નીત્ય ગ્રહે છે રે, જેથી પ્રીતમ રાજી રહે છે રે;
ધન્ય તેને દીવાળી કહે છે. સુણો૦

---

ગરબીઃ—

"સખી જગતમાં જનમીને શું રળ્યાં જો?
દુઃખ વેઠીએ પણ કરમ કુડાં ના ટળ્યાં જો. સખી૦

ઘડીએ ઘડીએ આપણ વેણ જુઠાં બોલીએ જો;
પાપ પુન્ય શું તે મનમાં નહિં તોળીએ જો. સખી૦
નિંદા લોકની કરતાં નવ લાજીએ જો;
કરતાં વાત મોંહોમોંહે વઢી બાઝીએ જો. સખી૦
આપણ છોકરાંને સુબોધ શું આપીએ જો;
આપણ પતિને તો અધિક સંતાપીએ જો. સખી૦
ધણી વેણ કે' તે આપણ નથી પાળતાં જો;
દોષ આપણા પણ આપણ નથી ભાળતાં જો. સખી૦
નથી સદ્‌ગુરુનો બોધ કાને સાંભળ્યો જો;
મનમાંથી હજી ક્રોધ તો નથી ટળ્યો જો. સખી૦
કદી ઈશ્વરનું નામ નથી બોલતાં જો;
ભજી સદ્‌ગુરુને હૃદય નથી ખોલતાં જો. સખી૦

---

( પુનેમ ચાંદનીને મળતો રાગ. )

" તા'રો વાસ દિસે ભગવાન્ ! સ્થળે સ્થળે વિશ્વમાં રે;
રહેજો તેજ અનુપમ તુંજ અમ અંતર માંહ્ય,
થાએ પ્રકાશ ઉજળો, અન્ધકાર જાતાં સહુ રે. તા'રો૦

સાખી

સુન્દર તારક વૃન્દમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતાને સાગર વિષે, ત્હારાં દર્શન થાય.

જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે;
દિવસે તેમ જ રજની તિમિરમાં પણ તુજ ભાસ
તા'રું સ્મરણ નિર્મળું અમ હૃદયે નિત્ય રહો રે. તા'રો૦

**સાખી**

વિવિધ રંગ આ અવનીમાં, કેવળ અમે અજાણ;
કર પકડી કરુણા કરી, બતાવજો સન્માર્ગ.
તા'રા સબલ શરણની સ્હાય છે, અમને ધણી રે;
તેનો આશ્રય લઈને બજાવીએ નિજ ધર્મ,
નિશદિન થાય હમારું રહેવું સદા તુજ સંગમાં રે. તા'રો૦

**સાખી**

સત્ય પ્રજાને શાન્તિના રૂડા સુખકર સ્રોત;
વહો નિર્મળ અમ જીવનમાં, રહો ન ચિત્ત ક્ષોભ.
બનીં રહીં શુદ્ધ અમારાં હૃદય નિત્ય તુજમાં વસો રે;
તજીએ તુજ કરુણા થકી અહંભાવ વિચાર,
રહે નવ 'તું' 'હું' ના કંઈ ભેદ એક બનીએ સદા રે તા'રો૦

---

## સદ્‌ગુણી સ્ત્રી વિષેઃ—

"અલબેલી રે અંબે માત જોવાને જઈએ"—એ રાગ.

"ભામિની ભૂષણ ભંડાર, આ ભવમાં ભાળી;
સોહે જગનો શણગાર, સુંદરિ સુખકારી. —ટેક.
સુઘડ સલુણી રાખે રૂડી, ઘર શોભા સુખકારી રે;
ગૃહિણીનું ઘર રાજ્ય ગણાએ, ચલવે તેહ વિચારી. સુંદરિ૦
જાત જાતની રાખે જુગતે, જણશ જડે ઝટ જોતાં રે;
ફૂવડ ઘરમાં મળે ન કાંઈ, ખાતાં ઝાઝાં ગોથાં. સુંદરિ૦
પુસ્તક પાનાં પાન તણો તો, વિસરે નહિ વિવેક રે;
રચે સુંવાળી સુખ શય્યાને, તેવાં કામ દરેક. સુંદરિ૦

ગંદવાડ તો ગમે ન લગારે, દર્પણ સરખી દેહ રે;
દેહ પ્રમાણે સ્નેહ ભરેલું, અંતર નિઃસંદેહ. 	સુંદરિ૦
વસ્ત્ર સજી વંઠેલી વનિતા, ચાલે છે, છમછમતી રે;
વિનય વિનાનાં વચન ઉચ્ચારે, તેને તુરત જ તજતી. સુંદરિ૦
આ ઉદાર વિચાર ન ચૂકે, દારા ડાહ્પણવંતી રે;
કોમળ કમળ સરીખી નિર્મળ, શિયળ સાચવે ખંતે. સુંદરિ૦
રાગ તણો સાગર મૃગ નયની, ખરા સુગુણની ખાણ રે;
દ્વેષ ક્લેશ ન કરે કો સાથે, ઈચ્છે જન કલ્યાણ. 	સુંદરિ૦
રાખે સજ્જનતા સહુ સાથે, વચન વડે ન બગાડે રે;
પર ઘરની પંચાતો માંહી, નિજનું મન ન લગાડે. 	સુંદરિ૦
રોશ કરે તે રામા શાની ? ક્રોધ ધરી ધુંધવતી રે;
પિશાચ સરખી મહા ભયંકર, જાત લજાવે યુવતી. 	સુંદરિ૦
સાહસને કરનારી નારી, અતિ અપયશ લેનારી રે;
દારુણ દુઃખ પતિને દેનારી, તેની ન કરે યારી. 	સુંદરિ૦
યોગ્ય કસરને આવડતથી, ચલવે સહુ વહેવાર રે;
કહે ન કોઈ બખીલ ઉડાઉ, એવો લે આકાર. 	સુંદરિ૦
કરે રસોઈ રૂડી રીતે રસ ઉપજે રસનામાં રે;
તન મન થાય પ્રસન્ન અતિશે, કસર નહિ રચનામાં. સુંદરિ૦
ઉપજ પ્રમાણે ખર્ચ કરે છે, કરજે દીલ ડરે છે રે;
ગરજે કર ન ધરાવે ઈશ્વર, એવી ટેક ધરે છે. 	સુંદરિ૦
પતિને થાય સહાય હમેશાં, સુખ દુઃખમાં લે ભાગ રે;
કાન સુવાસિત પુષ્પ પ્રમાણે, પ્રસરે સુયશ પરાગ. 	સુંદરિ૦

ગરબાનો કાર્યક્રમ પૂરો થયો. સર્વે બાઈ ઓએ પ્રસાદ લીધો. ચિ. ચૈતન્યનું માથું સુંઘી તેનું દીર્ઘાયુષ્ ઇચ્છી નાની બહેનો તેમને ઘેર ગયાં. ગંગાબહેને તે બધાનો ઉપકાર માન્યો.

બે ત્રણ વયોવૃદ્ધ બાઇઓ તથા શાન્તાબાઇ અને ગંગાબાઇ એટલાં પાથરણામાં બેસી રહ્યાં.

(સવારનું જમણ અને ગગાબાઇની કાર્ય કુશળતા, ભક્ત જનોનાં ભજનો અને બહેનોના ગરબા તથા તેનું તાત્પર્ય) એ બધા આજના પ્રસંગોએ શાન્તાબાઇના મન ઉપર કોઈ જુદી જ અસર કરી હતી. અત્યાર સુધી તેનું મુખ આનંદિત હતું તે હવે મ્લાન દેખાવા લાગ્યું. ગંગાબાઇ આગળ તે રડી પડી અને કહેવા મંડી, બહેન, આજે મારાં કયાં પુણ્ય પાકયાં હશે કે મને આ લાભ તમારે ત્યાં મળ્યો ? મેં અત્યાર સુધી મારો અવતાર એળે ગાળ્યો છે. મારા ઉપર દયા કરી મારો ભવ સુધરે તેવો રસ્તો બતાવશો ? મેં તો ફૂવડની રીતે અને મૂર્ખી બાઇઓના સંગમાં ગપ્પાં મારવામાં અને કુથલી કરી પાપનાં પોટલાં બાંધવામાં અત્યાર સુધીનો મારો વખત ગુમાવી દીધો છે. અરેરે, હવે મારું શું થશે? એમ કહી ફરીથી છુટે મોંઢે રડી.પડી.

ગંગાબાઈ સમજી ગયાં કે શાન્તા મૂર્ખ બાઈ નથી. તેને હૃદય છે. તેને સારા સંગની જરૂર છે. પોતાના મનમાં પરમાત્માનો ઉપકાર માનતી, તેણે શાન્તાબાઇનું માથું પોતાની છાતી સરસ્યું ચાંપી, તેને માથે અને વાંસે હાથ ફેરવી,

આશ્વાસન આપી તેને શાંત પાડી. પાણી પાયું. તેને કહ્યું બહેન, ગભરાશો નહિં. જો તમે એક એક કલાક મારે ત્યાં આવશો તો ઈશ્વર બધાં સારાં વાનાં કરશે.

માટે તમે ખાઈ પરવારી હંમેશ ઓછામાં ઓછો એક કલાક અહિં આવજો. આ બધાં વૃદ્ધ માતાઓ છે તે મને અને તમને, આપણો સંસાર સુધારવામાં સાથ દેશે. આવી વાતો કરતાં હતાં એટલામાં ચિ. ચૈનન્ય ત્યાં આવ્યો અને શાન્તા કાકીના ખોળામાં બેસી તેમની સાથે ગેલ કરવા મંડી પડયો. શાન્તાબાઇ આ બાળકને પોતાની સાથે આમ રમત, આનંદ કરતો જોઈ પોતાનો શોક ભૂલી ગયાં. થોડીવાર, જીવનમાં પહેલી જ વાર ચૈતન્યકુમારને પ્રેમથી રમાડી, આશીષ આપી. બીજા દિવસથી એમને ત્યાં આવવાનું કહી ગંગાબાઇની રજા લેઇ પોતાને ઘેર જવા નીકળ્યાં.

ગંગાબાઇ તેમને થોડેક સુધી વળાવવા ગયાં. પછી મધુર વાણીથી, "બહેન, ફરી કોઈ વખત જરૂર આવજો, આ તમારા ચૈતન્યને સંભારજો, તેને રમાડવા આવજો" કહી, વળાવી પાછાં ફર્યાં.

રસ્તામાં શાન્તાબાઈ આજના આનંદનો અને આખા દિવસના પ્રસંગોનો વિચાર કરતાં કરતાં ઘેર સુધી પહોંચ્યાં અને ઘર આંગણું જોતાં જ તેના દિલમાં કમકમાટી છુટી. ઘરમાં જઇ, વસ્ત્રો બદલી, સૌથી પહેલું કામ તો આજે તેમણે ઘર તથા આંગણું વાળી, ઝાડી સાફ કરવાનું કર્યું. સવારમાં

જરા ભારે અને માપથી વધુ જમણ જમેલાં હોવાથી સાંજની રસોઈની ચિંતા નહોતી. તેથી એક કોથળો પાથરી બેઠાં અને પોતે મનોહરદાસને એક દિવસ શાંતિ આપી સુખી નથી કર્યા તે વિચારથી પસ્તાવો કરવા લાગ્યાં. તેવામાં લોટા અને વાસણ ઉપર નજર પડતાં તેને ગંગાબાઇનાં વાસણ યાદ આવ્યાં. એકદમ ઉઠયાં. વપરાશમાં આવતાં વાસણો એકઠાં કરી તેમને માંજી, ધોઈ વીંછળીને સાફ કરી મૂકી દીધાં.

નવરી પાડોશણોએ શાન્તાનો હિસાબ લેવા માંડયો. હાંક મારી બહાર ઓટલે બેસવા બોલાવી, પણ આ જ તે પહેલાંની શાન્તાબાઈ નહોતી.તેણે જવાબ આપ્યો. "મારે હમણાં કામ છે."

શાન્તાબાઈએ ધીરે ધીરે આ બાઇઓનો સંગ ત્યજ્યો. અને મનોહરદાસ આવતાં તેમને માટે આસન મૂકી, તેમને પાણીનો લોટો પાણી પીવા માટે આપ્યો. પોતાને સાંજે જમવું નથી તેવી ખબર તેમણે બપોરે જ શાન્તાબાઈને કહી હતી. તેથી શાન્તાબાઈ જન્મારામાં પહેલી જ વાર મનોહરદાસની પાસે સંકોચાઈ, શાન્તિથી બેઠાં.

મનોહરદાસ પણ આજનું તેમનું વર્તન જોઈ, ઘરમાં તથા આંગણામાં સ્વચ્છતા જોઈ ( મનમાં પહેલો પરમાત્માનો અને પછી ગંગાબાઈનો ઉપકાર માનતા ) આનંદિત બન્યા.

શાન્તાએ તેમની સાથે આજના આનંદની સર્વ વાતો કરી અને બીજા દિવસથી ગંગાબાઈ પાસે જવા દેવાની રજા માગી. મનોહરદાસે તેમને કહ્યું કે હવે એમની સાથે આપણો

સંબંધ બંધાયો. મારે ધર્મપ્રિય સાથે જેવો સ્નેહ છે તેવો જ જો તમારે ગંગાબાઇ સાથે થાય તો આપણું ભવિષ્ય તથા સંસાર બહુ સુખરૂપ થાય. મને તો લાગે છે કે ગંગાબાઇ સાક્ષાત્ ગંગામાતાનો જ અવતાર છે. આજે તેમણે શિખવા-ડેલા ગરબા મહોલ્લાની બહેનોએ કેવી સરસ રીતે ગાઈ સંભળાવ્યા ? અને આખા મહોલ્લામાં બધાંનો તેમના ઉપર કેવો પ્રેમ છે ? અહા ! આવાં બાઈની સોબત તમે કરો તેમાં મારાથી ના પડાય ? મેં અત્યાર સુધી તમને કોઈ કામ કરતાં રોક્યાં છે ? તો પછી તમે ગંગાબાઈને ઘેર જાવ તેમાં તો રોકું જ કેમ ? સુખેથી જજો.

આમ વાતો કરતાં વખત થયે બન્ને જણ સૂઈ ગયાં. તેમના આનંદનો આજે પાર નથી. પણ બન્નેનો આનંદ જુદાં કારણોથી થયેલો છે.

બીજે દિવસે સવારમાં વહેલાં ઉઠી ઘરમાં બધું સાફસુફ કરી, પોતાનું કામ જલદી પરવારી, રસોઈનાં કામથી નિવૃત્ત થઈ શાન્તા-બાઇ એ, મનોહરદાસ આવ્યા એટલે પ્રેમથી જમાડી દીધા. પછી પોતે જમી થોડીવાર આરામ લઇ ગંગાબાઇને ઘેર જવા નીકળ્યાં.

ગંગાબાઇ તો પોતાના નિત્યના ક્રમ પ્રમાણે, પેલું દુકાનેથી આણેલું કણકીયું લઈ વીણવા બેઠેલાં. શાન્તાબાઇ ને આવતાં જોઈ, ઉઠયાં, આસન મૂકી તેમને "આવો," "બેસો." કહી બેસાડયાં.

શાન્તાબહેનને બેસાડી પોતે પોતાનું કણકીયું વીણવાનું કામ ચાલુ રાખ્યું.

શાન્તા૦—ગંગાબહેન, આ શું કરો છો ?

ગંગા૦—દુકાનેથી તમારા જેઠ જે કણકીયું બે ત્રણ દિવસે લાવે છે તેને ઝાટકી એક માટલીમાં ભરી મૂકું છું. તે વખત મળે છે ત્યારે આમ બેઠી બેઠી વીણું છું. અને ચોખા, દાળ, ઘઉં વગેરે જુદા કાઢી જુદા જુદા વાસણમાં ભરી રાખું છું. અને તેમાંથી દરરોજ જુદી જુદી રસોઈ બનાવી અમે આનંદ કરીએ છીએ.

શાન્તા૦—ગંગાબહેન, આવી તે માથાફોડ શા માટે ? હું તો કંઈ આવું કરતી નથી. આણ્યું તેને ઝાટકી, કાકરા કસ્તર વીણી લઈ બધું ભેગું ભરડી, ભઈડકું રાંધી લેઉ છું. અને પછી ચાર જણ બેઠાં બેઠાં વાતોના તડાકા મારીએ. અહા ! તેમાં ખરી ગંમત આવે છે. બહેન, ત્યારે તમે મહોલ્લામાં બહેનો ભેગાં બેસતાં નહિં હો ?

ગંગા૦—શાન્તાબહેન, ગઇ કાલના ગરબામાં તમે સાંભળ્યું ને કે આપણે તો ઘરની રાણીઓ કહેવાઈએ. આપણે એવી રીતે વિવેક વગરનાં કામ કરી, જીવન ગુમાવી દઇએ અને આપણો પુરુષ, જેના વડે આપણે અમન ચમન કરીએ, ખુલ્લે મુખે બહાર ફરીએ તેમને શાંતિ ન આપીએ ત્યારે તે બિચારા સુખ કયાં પામે ?

કાલના ગરબા તમે સાંભળ્યા હતા ને ? તમને તેમાં કંઈ સમજણ પડે એવું હતું ?

શાન્તાબહેન, હું મહોલ્લામાં કોઇને ઘેર જઇ શકતી નથી. કારણ કે ઘરના કામમાંથી મને નવરાશ મળતી નથી.

શાન્તા૦—શી વાત કરો છો બહેન ? એ જણનું કામ, ખાધું, વાસણ માંજ્યાં, એ દુકાને જાય. પછી નવરાં જ તો વળી ?

ગંગા૦—જુઓ બહેન. આ કામથી પરવારીશ. એટલે નાની બહેનો મારી પાસે શનિવાર તથા રવિવારે કંઈક ભણવા આવે છે. તેમને ગરબા, વગેરે શીખવાડું છું. મોટી બાઈઓ તો હંમેશ આવે છે. તેમની સાથે તુલસીદાસજી મહારાજ કૃત રામાયણ અમે બધાં વાંચીએ છીએ અગર બીજો કોઈ ધાર્મિક ગ્રન્થ વાંચીએ છીએ. જોત જોતામાં ચાર વાગે છે, અને પાછુ સાંજે જમવાની રસોઈ બનાવવા તૈયાર થવું પડે છે. શાન્તા-બહેન, મને તો સવારના ચાર વાગ્યાથી ઉઠું છું, તે સાંજે આઠ વાગ્યા સુધી નવરાશ માંડ માંડ મળે છે. પછી એમને ( તમારા જેઠને ) જમાડી, પથારી કરી આપી, સુવાની વ્યવસ્થા કરી આપી, એમની રજા લઈ જમવા બેસું છું. પછી આખા દિવસમાં શું ખર્ચ, કામ, વગેરે કર્યાં તેનો હિસાબ, તેમના પગ પંપાળતાં કહેતી જાઉં છું. અને બીજે દિવસે જો કોઇ ખાસ કામ કરવાનું તે કહે તો તે તેમની પાસેથી સાંભળી લઈ, તેમના ઉંઘી ગયા પછી હું સૂઈ જાઉ છું.

શાન્તા૦—ગંગા બહેન, આ તો આજે સાંભળ્યું. આવું તે કોઈ શાસ્ત્ર કહેતું હશે ? અમે તો નિશાળમાં આ'વું કંઈ શીખ્યાં નથી. આ તો બહેન, મજુર કરતાં હલકું જીવન !

ગંગા૦—શાન્તા બહેન, નિશાળનું શિક્ષણ એ તો વાંચતાં લખતાં શીખવાડે, ઠીક છે. જયાં સુધી આપણી શાળાઓ

બહેનોને તેમના ધર્મ, તેમની ફરજો નહિં શીખવાડે ત્યાં સુધી આપણી મૂર્ખાઈ અને પરતંત્રતા કદિ મટવાની નથી.

આ વાત ચાલતી હતી એટલામાં મહોલ્લામાંથી મોટી ઉમ્મરની ત્રણ ચાર બાઈઓ આનંદથી ગંગાબહેન પાસે નિત્ય નિયમ પ્રમાણે બેસવા આવ્યાં. તેમને એક તાપડું પાથરી આપી બેસાડયાં.

સૂરજ બહેન—કેમ ગંગા બહેન, આજે કોઇ મહેમાન છે કે શું ?

ગંગા૦—ના, માજી, એ તો અમારા ભાગીદારના ઘરમાંથી આજે મળવા આવ્યાં છે. ગઈ કાલે ચિ. ચૈતન્યની વર્ષગાંઠ હતી તેથી તે શુભ પ્રસંગે મારું ઘર પાવન કર્યું હતું. ભજન તથા ગરબા વખતે તે હાજર હતાં; તેમને આનંદ થયો. અને આજે પણ કૃપા કરી પધાર્યાં છે. એમ કહી ગંગાબહેને સર્વે વૃદ્ધ બાઈઓની શાન્તા બહેનને ઓળખાણ કરાવી.

સૂરજ બહેન—ગંગા બહેન, ગઇ કાલના ગરબા ગવાયા, તે કોઈ શાસ્ત્ર પ્રમાણે હશે કે પુરુષોએ આપણને ગુલામડીઓ રાખવા જોડી કાઢયા હશે ?

ગંગા—બહેન, પુરુષો કંઇ એટલા બધા હલકટ હશે ? જો તેમની ઇચ્છા પ્રમાણે લખે, તો તેમની કાનપટ્ટી પકડે એવું કોઇ ન મળે ? હવે તો દેશમાં સ્ત્રી કેળવણી કંઇક વધી છે. એ ગરબા લખવાવાળા વિદ્વાનો તથા સંત પુરુષો છે. અને તે શાસ્ત્ર તથા સ્મૃતિયોને આધારે જ લખે છે. ચાલો, આજે આ તમારી શંકાનું સમાધાન થાય એવું પુસ્તક વાંચીશું, અમારાં આ શાન્તાબહેનને પણ તમારા જેવુંજ લાગે છે.

## દિવસ ૧ લો.

ગંગાબાઇએ શુક્ર નીતિનું પુસ્તક કાઢયું. મંગળાચરણ કર્યું. પરમાત્માની જય બોલાવી. પછી **શ્રી ગણેશાય નમઃ** કહી ચોથા અધ્યાયના ચોથા પ્રકરણમાં શ્લો. ૬થી શરુ થતો **સ્ત્રીઓનાં નિત્ય કર્મ વિષે** નીચે પ્રમાણે લખેલો પ્રસંગ વાંચી સમજાવવા માંડયો.

સ્ત્રીએ પ્રભાતમાં પતિના ઊઠતા પહેલાં ઊઠવું. મળ મૂત્રનો ત્યાગ કરી, દાતણ કરી, જળ વડે સ્નાન કરીને શરીરને શુદ્ધ કરવું. તે પછી ઘરમાંથી શય્યાઓ, પથારીઓ વગેરે ઉપાડી વાસીદું વાળી તથા લીંપીને ઘરને શુદ્ધ કરવું. તે પછી જ્યાં આગળ અગ્નિને ભારવામાં આવતો હોય એવી પાકશાળામાં જઈ ઘી, તેલ વગેરેથી ચીકણાં યજ્ઞ પાત્રોને રાખથી માંજી, ગરમ જળથી ધોઇને સ્વચ્છ કરવાં પછી તે પાત્રોને સૂકાવા મુકી દેવાં. સૂકાઇ ગયા પછી તેમાં તેના યોગ્ય વસ્તુઓ ભરી તે સર્વે પાત્રો તેમના સ્થાન ઉપર ગોઠવી દેવાં. મટોડીથી ચુલાને લીંપી, શુદ્ધ કરીને તેમાં લાકડાં મૂકી અગ્નિ સળગાવવો. શ્લો. ૭

આ પ્રમાણે પ્રભાતનું કાર્ય કર્યા પછી હંમેશાં ઉપયોગમાં આવતાં વાસણો, ઘી તેલ દૂધ વગેરે નિત્ય ઉપયોગમાં આવતા રસો, લોટ, દાળ વગેરે અનાજ, તથા શાકભાજી માટે વાપરવાના પૈસા; એ સર્વ બરાબર સંભારી, જોઇતી સર્વ વસ્તુ એકઠી કરવી. આવી રીતે દિવસના પૂર્વ કાળનાં સર્વ કાર્યો કર્યા પછી સાસુને તથા સસરાને તથા વડીલોને પ્રણામ કરવા.

ત્યાર પછી સાસુ, સસરો, સ્વામી, માતા પિતા, ભાઈ તથા મામા વગેરે સંબંધી જનોએ જે વસ્ત્રો તથા ઘરેણાંઓ આપ્યાં હોય તેજ પહેરવાં. ૧૧

સ્ત્રીએ હંમેશાં મન વાણી તથા કાયાથી પવિત્ર રહેવું. સ્વામીનાથની આજ્ઞાનુસાર વર્તવું. છાયાની પેઠે તેમને અનુસરવું. મિત્રની પેઠે તેના હિતકાર્યમાં વર્તવું અને દાસીની પેઠે તેની આજ્ઞામાં રહેવું. ૧૨

સાસુ સસરાને પ્રણામ કર્યા પછી તથા પતિનું પૂજન કર્યા પછી, નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનો તૈયાર કરીને પતિના આગળ મૂકવાં. ઘરના સ્વામીએ વૈશ્વદેવ યજ્ઞ કરવો. વૈશ્વદેવ થયા પછી પાત્રોમાંથી અન્ન લઇને સાસુ, સસરા વગેરે ગુરુજનને અને પતિદેવને જમાડવા. તે પછી સ્વામીની આજ્ઞા લઈ ને શેષ અન્ન પોતે જમવું. ભોજન કર્યા પછી સ્ત્રીએ બાકીનો દિવસ આવક તથા ખર્ચનો હિસાબ કરવામાં તથા સારી રીતે ઘરની વ્યવસ્થા કરવામાં સદા ગાળવો. ૧૩–૧૪

સદ્‌ગુણી સ્ત્રીએ આ પ્રમાણે સવાર સાંજ પોતાના ઘરને વાળી ઝાડીને સાફ કરવું. ઉત્તમ પ્રકારનું ભોજન તૈયાર કરી પોતાના પતિને, સાસુ, સસરાને તથા ચાકરોને જમાડવા. ૧૫.

સ્ત્રીએ પચે તેટલું ભોજન કરવું. રાત્રે ઉત્તમ પ્રકારની પથારી પાથરીને પતિને પોઢાડવા અને પંડે તેની સેવા કરવી. સ્વામી નિદ્રાવશ થયા પછી સ્ત્રીએ મનમાં તેનું ધ્યાન ધરીને જિતેન્દ્રિય બની પથારીમાં સૂવું, નગ્ન સૂવું નહિં પણ વસ્ત્ર પહેરીને સૂવું. ૧૬–૧૭

ઉંચે સ્વરે બોલવું નહિં, કઠોર વચન બોલવાં નહિં, બહુ બૂમો પાડવી નહિં; અપ્રિય ભાષણ કરવું નહિં. અને વિવાદ થાય તો પોતે કોઇ પણ જાતનો બડબડાટ કરવો નહિં. ૧૮

સદ્‌ગુણી સ્ત્રીએ ધણીના ઘરમાં નકામો ખર્ચ કરવો નહિં. ધર્મ તથા અર્થથી વિરુદ્ધ આચરણ કરવું નહિં. પ્રમાદ ઉન્માદ રોષ અને ઈર્ષાનાં વચનો બોલવાં નહિં. કોઇની નિન્દા કરવી નહિં. ચાડી, હિંસા, વિષય, મોહ, અહંકાર, નાસ્તિકતા, સાહસ, ચોરી અને દંભનો ત્યાગ કરવો. ૧૯–૨૦

આ પ્રમાણે વર્તન કરનારી તથા પરમ દૈવત રૂપ પતિની સેવા કરનારી સદ્‌ગુણી સ્ત્રી આ લોકમાં યશ મેળવે છે અને મૃત્યુ પછી સ્વર્ગમાં પતિની પાસે જાય છે. ૨૧

ગંગાબાઈ ઉપરનો પ્રસંગ વાંચતાં ગયાં અને શાન્તાબહેન સહિત સર્વ મંડળીને સમજાવતાં ગયાં તેમ તેમ શાન્તાબહેનને તેમાં રસ પડતો ગયો. એક કલાક જોતાજોતામાં વીતિ ગયો.

આ પ્રસંગ સાંભળવાથી શાન્તાબહેન, સૂરજબહેન વગેરેની શંકાઓ દૂર થઇ અને ગંગા બહેનના આ શાસ્ત્ર સંબંધી જ્ઞાનથી તેમને જે લાભ થયો તેથી પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યાં. પ્રસંગ પૂરો થયો. તેથી અંતમાં પરમાત્માની જય બોલાવી બધાં, ગંગા બહેનની રજા લઈ વિદાય થયાં.

ગંગાબહેન બધાંને વળાવવા ઘરના બારણાની બહાર

આવ્યાં, "આવજો" કહી બધાંને વિદાય કર્યાં.

શાન્તા બહેનને તો આજે પણ બહુ આનંદ આવ્યો. રસ્તામાં વિચાર કરતાં કરતાં જાય છે, " ઓહો, આવી સોબત પહેલેથી મળી હોત તો નિત્ય આ ભઈટકું ખાઈ ખાઈને મરી ગયાં અને લોકોની કુથલી કરી પાપનાં પોટલાં બાંધ્યાં તેમાંથી તો ઉગરી જાત ! **પણ કંઈ પુણ્ય પાકયા વગર આવો સારા માણસનો સંગ મળે છે ?**

" **પ્રભુ જે કરે છે તે સારું જ કરે છે. જ્યારથી જાગ્યાં ત્યારથી સવાર.** " હવે આ આવેલો લાગ નહિ ગુમાવું. જે **દિવસ સત્સંગમાં ગાળ્યો તેટલું જ આયુષ્ય સાચું**, બાકીનું તો લુહારની ધમણની પેઠે વ્યર્થ શ્વાસ ખોવામાં ગયું.

ગઈ કાલનો દિવસ એ તો મારા જીવનમાં " **સોનાનો દિવસ.**" **એ વૈશાખ સુ. ૩ ( અક્ષય તૃતીયા) નહિં જ ભૂલું.** હે દયા સાગર, પતિત પાવન પ્રભુ, મારો આ નિશ્ચય પાર પાડવામાં સદા સહાય કરજો.

## દિવસ બીજો.

બીજે દિવસે શાન્તાબહેન પોતાના ઘરનું કામકાજ પરવારી ગંગા બહેનને ઘેર વેળાસર આવી બેઠાં. ગંગાબહેન ઉઠી તેમને માટે બેસવાનું આસન લેવા જતાં હતાં તેમને તેમ ન કરવા દેતાં આજે શાન્તાબહેન પોતાની મેળે આસન લઈ,

ગંગા બહેન દાણા વીણતાં હતાં તેમની પાસે વિનયપૂર્વક બેઠાં. શાન્તાબહેને પોતાના ભાગ્યોદયની વાત કાઢી. તેમાં ગંગાબહેનનો ઘણો ઘણો ઉપકાર માનવા લાગ્યાં. બન્ને આનંદથી વાતો કરે છે. શાન્તાબહેને પણ દાણા વીણવામાં મદદ કરવા પોતાનો હાથ લંબાવ્યો. તેમને ગંગાબાઈએ શાન્તિથી બેસવા કહ્યું. પણ શાન્તાબહેનને તો થતું હતું કે ગંગાબહેનના ઉપકારના બદલામાં હું તેમનું શું કામ કરૂં? વીણવા જ મંડયાં; સમય થતાં, વૃદ્ધ બાઈઓ પોત પોતાનાં કામમાંથી નિવૃત્તિ લઇ, નિયમ પ્રમાણે ગંગાબહેનને ત્યાં આવી પહોંચ્યાં. તેમને માટે આજે શાન્તા બહેને પાથરણું પાથર્યું, અને બેસાર્યાં. ગંગા બહેને પોતાનું કામ ઊંચું મૂકયું. અને **મહિલા ધર્મ માર્તંડ** નામના પુસ્તકમાંથી **સૌભાગ્યવતી સ્ત્રીઓના ધર્મ વાળું** પ્રકરણ વાંચી સમજાવવા માંડયું.

સર્વ સ્ત્રી વર્ગને ઉપયોગી આ સુવાસિની ધર્મમાં કહેલા નિયમો અવશ્ય પાળવા યોગ્ય છે.

પોતાના સ્વામીને બહારથી આવતા જોઈને તુરત ઊઠી ઉભા થવું, પતિ જોડે બોલવામાં નમ્રતા રાખવી તથા તેમના ચરણમાં દૃષ્ટિ રાખી તેમને આસન આપવું. અને પતિ સેવામાં પોતે હાજર રહેવું. તેના સૂતા પછી પોતે સૂવું. અને તેમના જાગ્યા પહેલાં પોતે ઉઠવું. આ પ્રમાણે પ્રાચીન શાસ્ત્રવેત્તાઓએ કુળવતી સ્ત્રીઓના ધર્મો કહ્યા છે. ( નીતિશાસ્ત્ર શાર્ઙ્ગધર )

જે સ્ત્રી સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, સદાચાર પાળનારી, જોવામાં સુખ ઉપજાવતી, પતિ વિષે જ ચિત્ત રાખનારી, આનંદી મન રાખવાવાળી હોય તે સ્ત્રી, પતિ પ્રત્યેના શુદ્ધ ધર્મ પાળનારી છે. (મહાભારત)

જે સ્ત્રી પ્રસન્ન મન વડે નિરંતર પતિ સેવામાં તત્પર રહે છે, અને સ્વધર્મના નિયમમાં રહી વર્તે છે, તે **ધર્મપત્ની** કહેવાય છે.

કુળવતી સ્ત્રીએ સવાર સાંજ ( વારંવાર ) ઘરને શુદ્ધ રાખી ( લીંપીગુંપી ) નાના પ્રકારના અન્નની રસોઇ બનાવી, ઘરમાં વડીલ સસરા સાસુ તથા ચાકર વગેરે સહિત પોતાના પતિને ભોજન કરાવવું.

પછી પોતે મિતાહાર ( થોડું જમવું ) કરવો કારણ કે બહુ જમવાથી ગૃહ કાર્યમાં ચિત્ત રહેતું નથી. માટે રુચિ પ્રમાણે જમી, ઘરનું કામકાજ પૂરું કરી, પવિત્ર શય્યા બનાવી, પતિ સેવામાં હાજર રહેવું. ( ચાણક્યનીતિ )

સ્ત્રીઓને પોતાનો સ્વામી જ, સર્વ અલંકારો વિના, શ્રેષ્ઠ આભૂષણ ( ઘરેણું ) છે. સ્ત્રી જો પતિથી રહિત હોય અને અલંકાર સહિત હોય તો પણ તે શોભતી નથી.

જે સ્ત્રી વિષે તેનો સ્વામી પ્રસન્ન થતો નથી, તેને સ્ત્રી માનવી નહિં; કારણ કે સ્ત્રીઓને પતિ પ્રસન્ન થાય તો પરમેશ્વર પ્રસન્ન થાય છે; માટે સ્ત્રીએ સ્વધર્મ પાળવો, તથા સદાચારથી પતિભક્તિ કરવી.

હળદર, કંકુ, સિંદુર, કાજળ, ચોળી, તાંબૂલ, (પાન) પવિત્ર મંગળસૂત્ર, કેશ ઓળવાની કાંસકી, અંબોડો તથા હાથ કાન વિગેરેનાં ધરેણાં એટલી વસ્તુઓ સૌભાગ્યવતી સ્ત્રીએ દૂર કરવી નહિં. કારણ કે (૧) હળદર ચોળવી (૨) કંકુનો ચાંલ્લો કરવો (૩) સિંદૂરનો સેંથો કરવો (૪) કાજળ આંખમાં આંજવું (૫) અંગપર કાંચળી પહેરવી (૬) તાંબૂલથી મુખ સુવાસિત રાખવું (૭) મંગળસૂત્ર પહેરવું (૮) કેશને ઓળવા (૯) અંબોડો વાળવો તેમાં ફુલ ગુંથવાં (૧૦) નાક, કાન, હાથ, વગેરેનાં ધરેણાં રાખવાં એ સર્વ **પતિનું આયુષ્ય વધારવા માટે સૌભાગ્યવતી સ્ત્રીએ નિરંતર કરવું જોઇએ.**

પતિની સેવા, તેને અનુકૂળ રહેવું, પતિના સંબંધીઓને અનુસરવું અને પતિએ કહેલા નિયમો પાળવા. એ ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓનાં લક્ષણ (ધર્મ) છે. "શ્રીમદ્ભાગવત્."

**જેમ લક્ષ્મીજી પતિસેવાથી આનંદ ભોગવે છે, તેમ જે સ્ત્રી પતિને સાક્ષાત્ શ્રી વિષ્ણુ સ્વરૂપ માની સેવે છે, તે સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ બની, શ્રી વિષ્ણુસ્વરૂપ પોતાના પતિના સાથે વૈકુંઠમાં આનંદ કરે છે.**

સ્ત્રીઓએ બાળ, યુવાન, તથા વૃદ્ધાવસ્થામાં કદી સ્વતંત્રપણે (પોતાની મરજી પ્રમાણે) ઘરનું અથવા પારકાનું કાર્ય કરવું નહિ. (મનુસ્મૃતિ)

સ્ત્રીઓએ બાલ્યાવસ્થામાં માબાપથી, યુવાવસ્થામાં પતિથી અને પતિના ભવિષ્ય પછી છોકરાઓથી જુદાં રહેવું નહિં;

કારણ કે તેઓથી જુદા રહેવામાં માબાપ તથા સાસરાના કુળની નિંદા થાય છે, અને તે સ્ત્રી નરકમાં પડે છે.

ધર્મ, અર્થ, કામ ઇત્યાદિ પુરુષાર્થમાં તત્પર એવો પોતાનો પતિ, ( આજ્ઞાને પાળનારી, ચતુર, સારી પ્રજાને ઉત્પન્ન કરી સદ્બોધ આપનારી તથા મધુર બોલનારી ) સ્ત્રીની મરજી પાળ્યા વિના રહેતો નથી. તાત્પર્ય એ કે, પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું તે જ સ્ત્રીઓનું પતિ પ્રતિ **વશીકરણ** છે. ( યાજ્ઞવલ્કયસ્મૃતિ )

જો દૈવયોગથી રોગી, કપટી, ક્રોધી, મદિરા પીનારો, વૃદ્ધ મૂર્ખ, મુંગો કે બહેરો પતિ પ્રાપ્ત થયો હોય તો પણ સતી સ્ત્રીએ વાણી–મન–કર્મથી તેને દેવ સમાન ગણી તેની સેવા કરવી, અને કોઈ પણ દિવસ તેની મરજી વિરુદ્ધ સતી સ્ત્રીએ કાંઇ પણ કરવું નહિં. ( બૃહન્નારદીય પુરાણ )

સ્ત્રીઓએ પોતાનો અહંકાર, દુષ્ટ વિચાર, તથા ક્રોધ, ત્યાગ કરી નિરંતર તન મનથી પોતાના સ્વામિનું મન પ્રસન્ન રાખવું અને કોઈ પણ જગ્યાએ બીજા ઉપર મન રાખવું નહિ. ક્ષેત્રથી, વાડી–બગિચામાંથી અથવા ગામમાંથી ફરીને પોતાનો પતિ ઘેર આવે, ત્યારે સ્ત્રીએ તુરત ઉભા થઇ તેને આસન આપવું, તથા કુશળતા પૂછી સ્વચ્છ ઠંડુ જળ પીવા આપવું.

જેના ઉપર ઘરનો આધાર છે એવી ચતુર સ્ત્રીએ પોતાને ઘરે કોઈ પણ સગાં સંબંધિ મહેમાન આવે તેમને આસન આપવું, સન્માન કરવું, ભોજન કરાવવું, સત્ય અને મધુર વચનથી ભાષણ કરવું ( બોલવું ) તથા કોઈ અતિથી વગેરે

આવે તેને યથાશક્તિ અન્નદાન આપી સત્કાર કરવો.

સ્ત્રીએ, પોતાના પતિએ દાન માટે આપેલું દ્રવ્ય લોભથી બચાવવું નહિં. તેમજ પોતાની પાસે છાનું રાખવું નહિં, તથા પતિની આજ્ઞા સિવાય પોતાના ભાઇ ભાંડુ વગેરે ગરીબ સ્થિતિમાં હોય તો પણ તેને કંઇ આપવું નહિ.

પોતાના પતિએ કોઈ કારણથી બીજી સ્ત્રી કરી હોય અને તે સ્ત્રી નિર્ગુણી હોય તો પણ તેવી શોકયની નિંદા કરવી નહિ અને પરસ્પર કલેશ કરવો નહિ. મ્હેણાં મારવાં નહિ અને બીજી કોઇ ખરાબ સ્ત્રીનો દાખલો આપી કંકાસ વધારવો નહિ; કારણ કે કુસંપ વધવાથી કુળની હાની થાય છે.

પોતાના સ્વામીએ ક્લેશનું કારણ બનવાથી, તિરસ્કાર કે અપમાન કર્યું હોય તથા નિંદિત વચન કહ્યાં હોય અથવા કંઇ પણ કારણથી શિક્ષા કરી હોય, તો પણ તેની સામે દુર્વચન બોલવાં નહિ. તેમ કલેશ કરવો નહિ પરંતુ પોતાની ભૂલ સમજી શાંત થવું. કદાપિ સ્વામીએ માર મારી દુઃખ આપ્યું હોય તો પણ ક્રોધ કરવો નહિ અને મોટી બૂમ પાડી રડવું નહિ તથા તેને ગાળો દેવી નહિ. (રડતાં ઘર બહાર નાસવું નહિ. પણ શાંત વચન બોલી નમ્ર બનવું).

પોતાના પતિ કોઈ સારી કથા અથવા પતિવ્રતા સ્ત્રીઓની વાર્તા કહેતા હોય ત્યારે સ્ત્રીએ એક ચિત્તથી બરાબર સાંભળવું; તથા તે પ્રમાણે વર્તવા પ્રયાસ કરવો, અને તેમની વાત કે કથા ચાલતી હોય ત્યારે વચમાં બોલવું નહિ.

પતિની સ્થિતિ અનુસારે જે વસ્ત્ર, ઘરેણાં હોય તેમાં સંતોષ

રાખવો, અતિ લોભી ન થવું, ધર્મને જાણવો અને સાચું બોલવું. જ્યારે પોતાના માબાપને ત્યાં કંઈ ઉત્સવ કે પર્વના પ્રસંગે જવું પડે, ત્યારે પતિની આજ્ઞા લઇ પતિએ મોકલેલા વિશ્વાસુ માણસને સાથે લઈને જવું; અને ત્યાં જઈ કાર્ય થઇ રહ્યા પછી ઘણો વખત ન રહેતાં તુરત પોતાને ઘેર આવવું.

સ્ત્રીઓએ વધારે વાર બારણામાં ઉભા રહેવું નહિ તથા બેસવું નહિં, અને પોતાના પતિએ જે કંઈ વસ્તુ આપી હોય તે કોઈ ને આપવી નહિ.

પોતાના સ્વામીએ જમતાં બાકી રાખેલું અન્ન ફળ વગેરે ઉચ્છિષ્ટ (એંઠું) હોય તે હંમેશાં પ્રસન્ન થઈ મહાપ્રસાદ માની સ્ત્રીએ જમવું.

સ્ત્રીએ કોઇ પણ જગ્યાએ એકલા જવું નહિ; તેમજ વસ્ત્ર રહિત સ્નાન કરવું નહિ, અને સ્વામી સાથે દ્વેષ કરનારી સ્ત્રીને કદી સારી સ્ત્રી માનવી નહિ.

સુવાસિની સ્ત્રીએ ખાંડણીયો, મુસળ ( સાંબેલુ ) ઉમરો સાવરણી અને ઘંટી વગેરે યંત્ર ઉપર કદી બેસવું નહિ.

**જે સ્ત્રી અહોનિશ ઉપર કહેલા સદાચાર પાળે છે તે સ્ત્રી પોતાના શરીરમાં જેટલાં રૂવાંટાં હોય છે, તેટલા હજાર વર્ષ સુધી સ્વર્ગમાં સુખ ભોગવે છે. ( ઘણાં વર્ષ પતિ સાથે સ્વર્ગ ભોગવે છે. )**

સ્ત્રીઓને સર્વ લોકોમાં પોતાના પતિ સમાન અન્ય કંઈ પણ દૈવત નથી. તે પતિ પ્રસન્ન થવાથી સર્વ મનોરથો પરિપૂર્ણ થાય છે, અને પતિ કોપાયમાન થાય તો ઈચ્છિત ફળનો

નાશ થાય છે; માટે સ્ત્રીઓએ સદા પતિ સેવામાં તત્પર રહેવું.

પોતાના સ્વામીથી જ સ્ત્રીને સારી પ્રજા ઉત્પન્ન થાય છે. નાના પ્રકારના વૈભવ, શય્યા, આસન, તરેહ તરેહનાં ભોજન, વસ્ત્ર અલંકાર અને સુગંધી પદાર્થો પોતાના પતિથી જ મળે છે, અને સ્વર્ગમાં પણ સારી કીર્તિ સ્વામીથી જ મળે છે, માટે સ્ત્રીઓએ પતિની જ ભક્તિ કરવી, તે મુખ્ય છે (બૃહન્ના. પુ.)

આ પ્રમાણે સ્ત્રીઓના સનાતન ધર્મો શાસ્ત્રકાર ઋષિ મુનિઓએ કહ્યા છે; જેમ સાગરને તરવા માટે વહાણ હોય છે, તેમ આ સંસારરૂપ સમુદ્ર તરવાને માટે સ્ત્રીઓને પતિભક્તિ, સદાચાર વગેરે ઉત્તમ ધર્મો તે વહાણ રૂપે છે; માટે સ્ત્રીએ બરાબર નિયમમાં રહી, સર્વ ધર્મો સારી રીતે સમજી, પતિસેવા કરવી, તેજ સ્ત્રી શરીરની સફળતા છે. (વ્યાસસંહિતા)

બધી બહેનોને આ પ્રસંગ સમજાવવી ગંગાબહેને પરમાત્માના નામની જય બોલાવી. પછી સર્વે બહેનો પોતપોતાને ઘેર ગયાં.

## દિવસ ૩ જો.

હવે શાન્તાબહેનને ધાર્મિક બાબતોમાં રસ વધવા લાગ્યો. ઘરમાં તેમના પતિ સાથેનો સ્નેહ સંબંધ નવા પ્રકારનો થવા લાગ્યો. મનોહરદાસ શાંત ચિત્તથી ઘરમાં થતા ફેરફારનું અવલોકન કરતા, મનમાં પ્રભુનો તથા ગંગાબહેનનો ઉપકાર માનતા કૃતકૃત્ય થતા. તેમને જમાડી, દુકાને વિદાય કરી, ઘરનું કામકાજ પરવારી, શાન્તાબહેન ગંગાબાઈને ત્યાં જ જતાં. સમય થતાં બધી બહેનો વખતસર આવી જતાં. આજે પણ "મહિલા ધર્મ માર્તંડ" માંથી. પ્રોષિત ભર્તૃકાધર્મ, વાળું પ્રકરણ

વાંચવા માંડયું.

**( જે સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હોય તેવી સ્ત્રીનું કર્તવ્ય. )**

જ્યારે પોતાનો સ્વામી પ્રવાસમાં જવાને માટે તૈયાર થાય ત્યારે અમંગળ શબ્દો બોલવા નહિ, તેમ તેમને જવા માટે ના પાડવી નહિં તથા નીકળતી વખતે રડવું નહિ. (બૃહજ્જા૦ પુ.)

જ્યારે સ્વામી પરદેશ હોય ત્યારે સ્ત્રીએ સૌભાગ્યદર્શક અલંકાર સામાન્ય રીતે પહેરવાં. ( સારાં મૂલ્યવાન વસ્ત્ર કે ઘરેણાં પહેરવાં નહિ ) અને ઈશ્વર આરાધનામાં તત્પર રહી પોતાના સ્વામીનું હિત ઇચ્છવું. ( શુક્રનીતિ )

પોતાના પતિ ભરણ પોષણની વ્યવસ્થા કરીને પરદેશ જાય ત્યારે સ્ત્રીએ જીતેંદ્રિય રહેવું, તથા પર ઘેર કદી ભટકવું નહિ; અને પોતાના ભરણ પોષણની વ્યવસ્થા કર્યા વિના પરદેશ જાય તો સ્ત્રીએ ધંધાથી ( સીવવું, ભરવું, કાંતવું વગેરેથી ) પોતાનું પોષણ કરવું; પરંતુ નિંદિત કાર્ય ( ચોરી, કુકર્મ ) કરવાં નહિ. ( મનુસ્મૃતિ )

સ્ત્રીઓને કલંક ઉત્પન્ન થવું તે આ જગતમાં સહેજ છે; માટે યુવાવસ્થા પ્રાપ્ત થયેલી સ્ત્રીયે પોતાનો સ્વામી પ્રવાસમાં હોય ત્યારે સાસુ કે વૃદ્ધ સ્ત્રી પાસે કાયમ સૂવું અને પોતાના સ્વામીના સુખ સમાચાર મેળવવા યત્ન કરવો.

જેનો પતિ પરદેશ ગયો હોય તેવી સતી સ્ત્રીએ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું, તથા બહુ ચોળીને શરીરનાં અવયવો ધોવાં નહિં અને ઝાંખાં વસ્ત્ર પહેરવાં.

જ્યારે પતિ પ્રવાસમાં હોય ત્યારે સ્ત્રીએ નેત્રમાં કાજળ આંજવું નહિ, કપાળમાં ચાંલ્લો કરવો (સૌભાગ્યદર્શક સૂક્ષ્મ ચિન્હ માત્ર કરવું) તેમજ ચંદન, પુષ્પમાળા ધારણ કરવાં નહિ; અને હંમેશ વેણી સાફસુફ કરવી, તથા નખ તોડવા પ્રયત્ન કરવો નહિ. વળી દાંત પણ રંગાવી શોભાવવા નહિ. ( બૃહન્નારદીયપુરાણ )

જે સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હોય તેવી સ્ત્રીએ રમત, શરીર શૃંગાર અને મેળાની ધામધુમમાં જવું નહિ. વધારે હસવું નહિ. તેમ પારકે ઘેર કારણ સિવાય જવું નહિ. (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ)

ઉંચે અવાજે હસવું કે બોલવું નહિ. બીજાની ક્રીડાનું ચિન્તન કરવું નહિ. સ્વેચ્છાચારી થઇ ફરવું નહિ.

નિર્લજ્જપણે ( કાંચળી વિના ) એક વસ્ત્ર પહેરી કોઈ પણ સ્થળે જવું નહિં; કારણ કે ઉપર જણાવેલા બધા દોષ સ્ત્રીઓને દુઃખ દેનારા છે. તો જેનો સ્વામી વિદેશમાં હોય તે સ્ત્રીએ ઉપરના નિયમ પ્રમાણે વર્તવું; અને તેથી આ લોકમાં વખાણ પાત્ર બને છે, તથા પોતાના કુળની કીર્તિ વધારે છે.

---

## રજસ્વલા સ્ત્રીઓના ધર્મ

આ પ્રસંગ પૂરો થતાં ગંગાબહેને યુવાન તથા આધેડ ઉંમરની સર્વ સ્ત્રીઓને અગત્યના સમજાવવા શરૂઆત કરીઃ– બ્હેનો! વિશેષ પ્રમાણમાં સ્ત્રીઓ રોગી માલુમ પડે છે. ભારતવર્ષમાં બાર તેર વર્ષે ઘણી છોકરીઓને રજો દર્શન થાય છે. જે તન્દુરસ્ત સ્ત્રીઓ હોય તેમને દર અઠ્ઠાવીસમે દિવસે રજોદર્શન શરૂ થાય છે. અને તે ત્રણથી પાંચ દિવસ સુધી ચાલુ રહે છે.

આ રજોદર્શનના નિયમો ન પળાવાથી ઘણા રોગો શરીરમાં પ્રવેશ કરી દે છે.

શાન્તા૦—રજોદર્શન સમયે કયા કયા નિયમો પાળવા જોઇએ?

ગંગા૦—સાંભળો :

(૧) તે સમયમાં સ્વામી પાસ કદિ સૂવું ન જોઇએ;

(૨) શરીરને થાક લાગે તેટલો પરિશ્રમ ન કરવો.

(૩) ઠંડી જગાએ પૃથ્વી ઉપર સૂવું નહિં;

(૪) જ્યાં સુધી ઋતુસ્રાવ રહે ત્યાં સુધી સ્નાન બિલકુલ ન કરવું;

(૫) પેટને શર્દી લાગે તેવા કોઈ ઉપચાર કરવા નહિં;

(૬) ગાડીઓ ઉપર, સીડી ઉપર, ઉંચી જગા ઉપર ચઢ ઉતર કરવી નહિં; તથા કોઇ ભારે વજન પણ ન ઉઠાવવું. તેમ કરવાથી બહુ હાનિ થાય છે.

શાન્તા૦—આ નિયમો પાલન ન કરવાથી શું થાય ?

ગંગા૦—આ સમયમાં સ્વામી પાસે જવાથી ઇન્દ્રિય સંયમ રહી શકતો નથી. ઋતુસ્રાવના સમયમાં પુરુષ સાથે સંભોગ કરવાથી સ્ત્રિયોને ભારે બિમારિયો થાય છે: કમરમાં પીડા થાય છે; ઋતુસ્રાવ વધી જઈ કેટલાક દિવસો સુધી ચાલુ રહે છે; શરીર કમતાકાત બને છે; હિસ્ટિરીઆ જેવા રોગ શરૂ થાય છે, ઋતુ અનિયમિત થાય તો સન્તાન પ્રાપ્તિમાં ઢીલ થાય છે, તથા પ્રદર આદિ બુરા રોગ લાગુ પડે છે. અતિશય પરિશ્રમ તથા ચઢ ઉતર કરવાથી ઋતુસ્રાવ વધી જાય છે.

પુરુષોને પણ નુકશાન પહોંચે છે. તેમની પ્રજ્ઞા, તેજ,

બળ, નેત્રશક્તિ તથા આયુષ્યનો નાશ થાય છે. આવી અનેક પ્રકારની બિમારીઓ ઘેરી લે છે.

શર્દી લાગવાથી તથા પેટ ઉપર ઠંડક કરવાથી ઋતુસ્રાવ એકદમ બંધ થઈ જાય છે; જેથી બીજા વ્યાધિયો ઉત્પન્ન થાય છે. કમ્મર દુઃખવી, માથામાં ચક્કર આવવાં, આંખોમાંથી પાણી ઝમવું, ભૂખ ઓછી લાગવી; આંખોનું તેજ ઘટતાં ઘટતાં અંધાપો પણ આવી જાય વગેરે રોગો થાય છે.

આપણા ત્રિકાળદર્શી શાસ્ત્રકારોએ રજસ્વલા સ્ત્રિયોને અલગ રહેવાનું, કોઈને પણ સ્પર્શ ન કરવાનું; અલગ સૂવાનું; કોઇનેય પોતાનું મુખ ન બતાવવાનું; વિગેરે જે વ્યવસ્થાઓ કરી છે તેનાથી ધર્મ તથા સ્વાસ્થ્ય બન્નેની રક્ષામાં બહુ સહાય મળે છે. માટે તે નિયમો અવશ્ય પાળવા જોઇએ.

શાન્તા૦—બહેન, ગર્ભ સમયના નિયમો વિષે કંઇક કહેશો?

ગંગા૦—ગર્ભ કાળમાં તો બહુ સાવધાનીની જરૂરત છે. જો સ્રિયો ધારે અગર કોશિશ કરે તો નીરોગી બની, કોઇપણ જાતના કષ્ટ સિવાય ભક્ત, વીર, ધીર સન્તાનનો પ્રસવ કરી શકે.

**ગર્ભકાળ સમયે શું શું ન કરવું જોઇએ તે સાંભળો.**

(૧) પતિ સાથે સંભોગ કદિ પણ ન કરવો.

(૨) પતિ સાથે એક પથારીમાં નહિં સુવું જોઈએ.

સાધારણ અવસ્થામાં પણ સ્ત્રી પુરુષનાં બિછાનાં અલગ રાખવાં જોઈએ; પરન્તુ ગર્ભકાળમાં તો એની ખાસ આવશ્યકતા છે.

(૩) ભારે બોજો ન ઉઠાવવો; કૂદવું, દોડવું તથા જોરથી ચઢવું ઉતરવું નહિ.

(૪) સારા વૈદની સલાહ સિવાય કોઇ જાતની દવા લેવી નહિં. કબજીયાત (ઝાડાનો બંધકોશ) હોય તો થોડુંક શુદ્ધ એરંડિયુ લેવાથી હાનિ નથી;

(૫) ચ્હા, કોફી, ભાંગ વિગેરે નિશાવાળી કોઇ ચીજ ન લેવી;

(૬) કપડાં હલકાં તથા સ્વચ્છ પહેરવાં; કમર ઉપર બહુ જ ખેંચીને સાડી ચણીયા નહિં પહેરવાં.

(૭) લડવું, ટંટો કરવો, રોવું, ચ્હીડાવું વગેરે ભાવનો સર્વથા ત્યાગ કરવો. હવે

## ગર્ભ સમયે શું શું કરવું જોઇએ તે સાંભળો.

(૧) સાદો, હલકો, જલદી પચે તેવો, પુષ્ટિકારક અલ્પ આહાર કરવો.

(૨) પાણી સ્વચ્છ (ગાળેલું) પીવું.

(૩) કોઠો સાફ રાખવો.

(૪) શરીર સારું હોય તો હંમેશ એક વખત ન્હાવું જોઇએ; પણ પાણી બહુ ગરમ તથા બહુ ઠંડું ન હોવું જોઇએ.

(૫) ઘરમાં સાધુ, મહાત્મા તથા વીર પુરુષોનાં ચિત્રો રાખવાં જોઇએ.

(૬) કામ, ક્રોધ, હિંસા, શોક, મોહ, લોભ, ચોરી, દંભ, અસત્ય, ભય આદિથી બચી, ક્ષમા, અહિંસા, બ્રહ્મચર્ય, શાન્તિ, આનન્દ, વિવેક, સંતોષ, ચોરી ન કરવી, નિષ્કપટતા, સત્ય, અભય આદિ દૈવી ગુણોની ભાવના સર્વદા કરવી.

(૭) વ્યભિચાર સંબંધી વાતો કહેવા—સાંભળવાથી દૂર રહી, હંમેશાં સતી સ્ત્રીઓનાં ચરિત્રો, ભક્તો અથવા જ્ઞાની મહાત્માઓનાં ચરિત્રોનું શ્રવણ તથા મનન કરવું જોઇએ.

(૮) પાંચ માસનો ગર્ભ થાય ત્યારથી તેની માતા ઉપર જે જે પ્રકારના સંસ્કાર પડે તે બધાય તે બાળકનામાં ઉતરે છે. માટે પાંચમા માસના આરંભથી સત્સંગમાં પ્રીતિ કરવી, અગર ઘેર કોઇ વૃદ્ધ વૃદ્ધા પાસેથી ભક્તજનોનાં, ભગવાનનાં, મહાન્ પુરુષોનાં ચરિત્રોનું કથા કીર્તન રૂડી પ્રકારે કરવું તથા તેવાં ચરિત્રોનો અભ્યાસ કરવો. વળી બની શકે તો મહાભારતનું શાન્તિપર્વ, ગીતાજી, શ્રીમદ્ભાગવતનો ત્રીજો તથા અગીઆરમો સ્કન્ધ, તુલસીકૃત રામાયણ તથા ભક્તમાળ જેવાં પુસ્તકોમાંથી પસંદ કરેલા પ્રસંગોની કથા સાંભળવી તથા તે શ્રવણ કર્યા પછી તે ઉપર વિચાર કરવો.

(૯) ભગવત્ નામનો જપ ચાલુ રાખવો.

(૧૦) દીન ઉપર દયાભાવ હંમેશ હૃદયમાં જાગ્રત રાખવો.

(૧૧) દરરોજ એક શેર અનાજ (શરીરની શક્તિના પ્રમાણમાં ઓછું વધતું) દળવાનો મ્હાવરો રાખવાથી પ્રસવકાળે પીડા ઘણી ઓછી થાય છે.

શાન્તા૦—આ નિયમો પાળવાથી શો લાભ થાય?

ગંગા૦—પરમ કલ્યાણ થાય. વિસ્તારથી કહેવાનો સમય નથી પણ એટલું તો ગુરુ કૃપાથી કહી શકું છું કે જો કોઈ પણ બહેન મન લગાવીને આ નિયમોનું પાલન કરે તો ઇશ્વર કૃપાથી પ્રલ્હાદ, ધ્રુવ, નારદ, હરિશ્ચન્દ્ર, બુદ્ધ, મહાત્મા

**ગાંધી, જવાહિર, સીતા તથા સાવિત્રી જેવાં સન્તાનની માતા** બની પોતાનું તેમજ જગતનું ભારે કલ્યાણ કરી શકશે. અને તે નિયમોથી વિરુદ્ધ વર્તવાથી (ન પાળવાથી) કદાચ ગર્ભપાત થાય છે અથવા સુકાઇ ( છોડ પડી ) જાય છે. માટે કુલીન બહેનોએ ઉપરના પવિત્ર શાસ્ત્રોક્ત નિયમો પાળી કુળની વૃદ્ધિ કરવી.

**આનો પ્રત્યક્ષ પુરાવો:—**

વિસનગરમાં **મણીબહેન** નામની સુશિક્ષિત બાઇને પુત્ર અવતર્યો. તે પુત્ર બે માસનો થયો ત્યારે તેની બહેનપણી **ચંદનબહેન** તે ભાણાને રમાડવા, મહેસાણાથી આવી. મણિબહેનના સુવાના ઓરડામાં એક ફોટોગ્રાફ હતો. મણિ-બહેન તે ફોટા સામે બેસીને પોતાના પુત્રને રમાડે છે; તે સમયે **ચંદનબહેનની** નજર તે ફોટા ઉપર પડી. તે ફોટો નિહાળ્યો: પછી **ચંદને**, મણિબહેનને પૂછ્યું બહેન, આ બબાનો ફોટો ક્યારે પડાવ્યો? બહુ સુંદર પાડયો છે!

મણિબહેન કહે છે કે એ ફોટાનું વારંવાર ચિંતવન કરતાં આ બબાનું આ રૂપ તૈયાર કર્યું છે. **બબાનો એ ફોટો નથી. પણ એ ફોટા ઉપરથી આ બબો થયો છે.**

પુરાણોમાં જે ચરિત્રો સાંભળેલાં તે ઉપરથી મારો પાંચ માસનો ગર્ભ થતાં મેં આ ફોટામાંના ચિત્રનો બહુ જ વિચાર કર્યો તથા **શાસ્ત્રોમાં** કહેલા નિયમો પાળ્યા. તેથી આ બાળકનું આ સ્વરૂપ પ્રાપ્ત થયું છે.

બહેન, શાસ્ત્રોના નિયમ અનુસાર વર્તવાથી આપણે **"મરજી પ્રમાણે બાળક ઉત્પન્ન કરી શકીએ છીએ."**

અને ઉત્તમ બાળક ઉત્પન્ન કરવાં હોય તો નીચે પ્રમાણે વિચાર અવશ્ય કરવા જોઇએ:—

શ્રી રામચંદ્રજી જેવું માતાપિતાનું વચન પાળનાર બાળક જન્મો.
શ્રી રામચંદ્રજી જેવું એક પત્નીવ્રત પાળનાર....બાળક જન્મો.
ભડવીર ભીમસેનના જેવું બળવાન...........બાળક જન્મો.
મહા દાનેશ્વરી કર્ણના જેવું દાતાર...........બાળક જન્મો.
નૈષ્ઠીક બ્રહ્મચર્યનો મહિમા ગજાવનાર, ભીષ્મ પ્રતીજ્ઞા પાળનાર ભીષ્મપિતામહ જેવું..........................બાળક જન્મો.
હરિશ્ચંદ્રના જેવો સત્યવાન.............. ........બાળક જન્મો.
બજરંગ બલી હનુમાનજીના જેવું બળવાન તથા સેવાભાવી બાળક જન્મો.
લક્ષ્મણજીના જેવો પોતાના મોટાભાઇ તથા મોટાં ભોજાઇની દાસભાવે ચાકરી કરનાર.....................બાળક જન્મો.
વનવાસમાં પણ પળવારનો સાથ નહિ છોડનાર સતી સીતાજી સમું બાળક જન્મો.
પતિની જીંદગી કાજે સાક્ષાત યમરાજનો પણ સામનો કરનાર સતી સાવિત્રી સમું............................બાળક જન્મો.
જાજરમાન અને જ્વલંત વ્યક્તિત્વથી ઓપતાં સતી દ્રૌપદીજી જેવું.................................બાળક જન્મો.

આવા આવા વિચારો અહર્નિશ કરવા. સત્પુરુષોનાં, મહાપુરુષોનાં અને સન્નારીઓનાં જીવન ચરિત્રો વાંચવાં; અગર સાંભળવાં; મનન કરવાં અને તેમાંનો સાર તત્ત્વ જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો. જેવા વિચાર તેવું વર્તન રાખવું. સદ્‌ વિચાર, સદ્‌ વર્તન પણ માગી જ લે છે. આહાર વિહારમાં પણ ખૂબ સંયમી થવું. સાત્વિક ભોજન લેવું. અને સાત્વિક જીવન

જીવવું. કોઈની કુથલી કે નિંદા કદીએ ન કરવી. ગર્ભમાંના બાળકને આવા સારા સંસ્કારોની સારી અસર થવાની જ અને જન્મથી જ તે બાળક જીવન ઉન્નતિના સોપાન ઉપર અવશ્ય પગલું માંડવાનું. **यादृशी भावना तादृशी सिद्धिर्भवेत्।**

પ્રલ્હાદજી તેમની માતાના ગર્ભમાં હતા ત્યારે નારદજીએ તેમને જ્ઞાન આપેલું. તેમજ અભિમન્યુને કોઠા યુદ્ધનું જ્ઞાન તેમની માતાના ગર્ભમાં જ થએલું.....

માટે ઉપર કહ્યા પ્રમાણે તો જરૂર કરજો એમ કહી ગંગાબહેને પરમાત્માની જય બોલાવી આજનો પ્રસંગ પૂરો કર્યો.

---

## દિવસ ચોથો.

આજે શનિવાર છે. મહોલ્લાની નાની બહેનોને આજે સવારની નિશાળ હોવાથી બપોરની તેમને છૂટી છે. સર્વે બહેનો જમી પરવારી અતિ ઉલ્લાસથી ગંગાબહેનને ઘેર રમવા, ભણવા આવ્યાં છે. ગંગાબહેન પણ દરેક શનિવાર બહેનોને માટે નવરો જ રાખે છે.

રવેશમાં ગંગાબહેન બેઠાં છે. આજુબાજુ નાની મોટી બહેનો ટોળે વળી વિનયપૂર્વક શાન્તિથી ગોઠવાઈ ગયાં છે. દરેક બહેનની પાસે, અમદાવાદ, ઝવેરીવાડમાં ગજેન્દ્રડેપો વાળાં રા. રા. વર્ધમાન સ્વરૂપચંદનાં ધર્મપત્ની, અ. સૌ. મણિબહેને લખેલું અને આ પછીનાં પાનાંમાં છાપેલું **સ્ત્રી નીતિ પાઠ** ભાગ ૧ લો એ નામનું નાનું પુસ્તક છે. તેમાંથી આજે વડપણ વિષે પાઠ ૪ થો ગંગાબહેન તેમને શીખવવાનાં છે.

# સ્ત્રી નીતિ પાઠ.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો—નીતિ.

૧ સર્વનાં માનીતાં થવું
૨ સર્વનાં ઓશીઆળાં થવું
૩ કોઈની ચોરીથી ચાલવું નહી
૪ બેવકુફના છંદે ચાલવું નહી
૫ કોઈના આગળ જૂઠું બોલવું નહી
૬ સર્વના ઉપર હેત રાખવું
૭ ગરીબની ઈચ્છા પુરવી
૮ મોટાઓના હુકમને તાબે થવું
૯ ધર્મ પાળવામાં ઉદ્યમી થવું
૧૦ દયા એ ધર્મનું મૂળ
૧૧ વિનય એ દયાનું મૂળ
૧૨ વિનય એ વિવેકનું મૂળ
૧૩ સર્વની શીખામણ સાંભળવી
૧૪ દુર્જનની સોબત તજવી
૧૫ મર્યાદાથી રસ્તે ચાલવું
૧૬ રાતે એકલાં જવું નહી
૧૭ મા બાપનો વિનય કરવો
૧૮ સાસરિયાંનો વિનય કરવો
૧૯ બન્ને કુળ અજવાળવાં
૨૦ પતિવ્રતા થવું

### પાઠ ૨—વિદ્યા.

૧ વિદ્યા સુખ આપે
૨ વિદ્યા આપણું રૂપ
૩ વિદ્યા ગુપ્ત ધન
૪ વિદ્યા એજ કીર્તિ
૫ વિદ્યા એજ ગુરુ
૬ વિદ્યા એજ મદદગાર
૭ વિદ્યા એજ પરદેશમાં ભાઈ
૮ વિદ્યા પરમ શક્તિ
૯ વિદ્યા સર્વ પૂજે
૧૦ વિદ્યાને આવિન લક્ષ્મી
૧૧ વિદ્યા વડે સર્વ મળે
૧૨ વિદ્યા વડે કુળ શોભે

૧૩ વિદ્યાથી માન વધે
૧૪ વિદ્યા રક્ષણ કરે
૧૫ વિદ્યા વડે હેત વધે
૧૬ વિદ્યા ખુશી રાખે
૧૭ વિદ્યાવાન સર્વથી મોટા
૧૮ વિદ્યા એ આંધળાની આંખ
૧૯ વિદ્યા એ બહેરાના કાન
૨૦ વિદ્યા એજ સર્વ

## પાઠ ૩ જો—સ્ત્રી.

૧ સ્ત્રી ઘરમાં એકલી ન રહે
૨ સ્ત્રી બહાર એકલી ન જાય
૩ સ્ત્રી આબરૂ વાળી શોભે
૪ સ્ત્રી નઠારી નારીને તજે
૫ સ્ત્રી સારીની સોબત કરે
૬ સ્ત્રી સ્વતંત્ર થાય નહી
૭ સ્ત્રી પીયરમાં વસે નહી
૮ સ્ત્રી પરપુરૂષની સોબત કરે નહી
૯ સ્ત્રી ઉત્સવમાં પણ એકલી જાય નહી
૧૦ સ્ત્રી યાત્રાએ એકલી જાય નહી
૧૧ સ્ત્રી પરપુરૂષ સાથે યાત્રાએ જાય નહી
૧૨ સ્ત્રી એકલી મુસાફરી કરે નહી
૧૩ સ્ત્રી પતિ વિયોગે શણગાર સજે નહી
૧૪ સ્ત્રી સ્નાન અને તીલક કરે
૧૫ સ્ત્રી ઘરનો વિવેક જાણે
૧૬ સ્ત્રી કરકસર કરે
૧૭ સ્ત્રી કુળની આબરૂ વધારે
૧૮ સ્ત્રી ઘરને સ્વચ્છ રાખે
૧૯ સ્ત્રી પતિને સુખી કરે
૨૦ સ્ત્રી કુળનો ઉદ્ધાર કરે

## પાઠ ૪ થો—વડપણ.

૧ ઘરમાં વડાંનો (મોટાનો) વિનય કરવો
૨ વિનય કરવો તે વડપણ
૩ બીજાંને સુખી કરવાં તે વડપણ

૪ વિવેકથી વર્તવું તે વડપણ
૫ વિવેકથી જમવું તે વડપણ
૬ વિવેકથી કામ કરવું તે વડપણ
૭ વિવેકથી જમવું તે વડપણ
૮ પતિનો વિનય તે વડપણ
૯ સાસુનો વિનય તે વડપણ
૧૦ સસરાનો વિનય તે વડપણ
૧૧ જેઠનો વિનય તે વડપણ
૧૨ જેઠાણીનો વિનય તે વડપણ
૧૩ દિયર પર હેત તે વડપણ
૧૪ દેરાણીપર હેત તે વડપણ
૧૫ મોટી નણંદનો વિનય તે વડપણ
૧૬ નાની નણંદ પર હેત તે વડપણ
૧૭ શોક્યના પુત્ર પર હેત તે વડપણ
૧૮ નાની વહુપર હેત તે વડપણ
૧૯ છોકરાંપર હેત તે વડપણ
૨૦ મોટું મન તે વડપણ

## પાઠ ૫ મો—મર્યાદા.

૧ મર્યાદાથી બોલવું
૨ મર્યાદાથી ચાલવું
૩ મર્યાદાથી ખાવું પીવું
૪ મર્યાદાથી પહેરવું ઓઢવું
૫ મર્યાદાથી સૂવું બેસવું
૬ મર્યાદાથી કામકાજ કરવું.
૭ નાના મોટાની મર્યાદા રાખવી
૮ ખડખડ હસવું નહી તે મર્યાદા
૯ ગાળ બોલવી નહી તે મર્યાદા
૧૦ ફટાણાં ગાવાં નહી તે મર્યાદા
૧૧ આધું ઓઢી ચાલવું તે મર્યાદા
૧૨ નિંદા ન કરે તે મર્યાદા
૧૩ વાતોડી સ્ત્રીઓની સોબત તજે તે મર્યાદા
૧૪ આળસુ ના થાય તે મર્યાદા

૧૫ ઉઘાડું માથું ન રાખે તે મર્યાદા
૧૬ અંગ ઢાંકીને ચાલે તે મર્યાદા
૧૭ ઊંચે ચઢીને ન બેસે તે મર્યાદા
૧૮ ઉડાઉ ના થાય તે મર્યાદા
૧૯ ખાઉકોડ ના થાય તે મર્યાદા
૨૦ ડહાપણથી વર્તે તે મર્યાદા

## પાઠ ૬—વરની સેવા.

૧ જેને પરણ્યાં તે વર
૨ તેમની સેવા કરવી
૩ તેજ આપણા માલીક
૪ તેજ ધણી
૫ તેજ શરીરના માલીક
૬ તેજ સ્વામીનાથ
૭ તેજ શિરછત્ર
૮ તેજ પ્રાણના રક્ષક
૯ તેજ ભરણ પોષણ કરનાર
૧૦ તેજ આપણો શણગાર
૧૧ તેમની સેવા એજ ફરજ
૧૨ તેમનો સંબંધ એજ આપણું નશીબ
૧૩ તેજ આપણું પૂર્વનું કર્મ
૧૪ તેમની માન્યતા તે આપણી માન્યતા
૧૫ તેમનો ધર્મ તે આપણો ધર્મ
૧૬ તેમનાં સગાં તે આપણાં સગાં
૧૭ તેમના દુશ્મન તે આપણા દુશ્મન
૧૮ તેમને વહાલાં થવું એજ કર્તવ્ય
૧૯ તેમને ન્યાયપૂર્વક તાબે રહેવું
૨૦ તેમને ન્યાય માર્ગે દોરવા

## પાઠ ૭ મો—પતિ.

૧ પતિનાં ઓશીયાળાં થવું
૨ પતિની ચોરીએ ચાલવું નહી
૩ પતિના છંદે ચાલવું નહિ
૪ પતિના પાસે જૂઠું બોલવું નહી
૫ પતિના પર હેત રાખવું

૬ પતિનું ધાર્યું કરવું
૭ પતિના હુકમને તાબે રહેવું
૮ પતિની ચોરી કરવી નહી
૯ પતિથી ચોરી રાખવી નહી
૧૦ પતિ પાળે તે ધર્મને માન આપવું
૧૧ પતિના પૈસા બરબાદ કરવા નહી
૧૨ પતિને જમાડીને જમવું
૧૩ પતિને પગે લાગવું
૧૪ પતિના સુતા પછી સૂવું
૧૫ પતિના ઉઠયા પહેલાં ઉઠવું
૧૬ પતિને હરઘડી પ્રસન્ન રાખવ
૧૭ પતિ એજ આપણું જીવન
૧૮ પતિ એજ આપણું કલ્યાણ
૧૯ પતિનાં દર્શન એજ મંગળ
૨૦ પતિ એજ આપણું સર્વસ્વ

## પાઠ ૮—સુઘડતા.

૧ ઘરની વસ્તુ સંભાળી રાખે
૨ ઘરનાં વાસણ ચોખ્ખાં રાખે
૩ સઘળું કામ નિયમસર કરે
૪ હમેશાં શરીર સાફ રાખે
૫ કામ પરવારી વહેલી સૂઇ જાય
૬ સવારમાં સર્વના પહેલી ઉઠે
૭ હમેશાં દાતણ કરે
૮ ગોબરાઈથી દૂર રહે
૯ નિયમસર વિદ્યા ભણે
૧૦ નીતિની કવિતાઓ કંઠે કરે
૧૧ બાળકોનાં વસ્ત્ર સ્વચ્છ રાખે
૧૨ ઘર કચરાથી સાફ રાખે
૧૩ સીધુ ચોખ્ખું રાખે
૧૪ ઉદ્યોગી થવામાં આનંદ માને
૧૫ ઘરનું સઘળું કામ કરે
૧૬ જાતે પીરસી સર્વને જમાડે
૧૭ રસોઈ જાતે બનાવે
૧૮ પાણી વિવેકથી ગળે
૧૯ અજવાળામાં રસોઇ કરે
૨૦ સર્વ જાતની રસોઇ જાણે

## પાઠ ૯—નવરાશ.

૧ નવરાં બેસવું નહી
૨ નવરું બેસે તે નખોદ વાળે
૩ નવરું બેસનાર માંદુ થાય
૪ નવરાશમાં વિદ્યા ભણવી
૫ નવરાશમાં નવું શીખવું
૬ નવરાશમાં કામકાજ કરવું
૭ નવરાશમાં શીખેલું સંભાળવું
૮ નવરાશમાં નવો ઉદ્યમ કરવો
૯ નવરાશમાં કપડાં શીવવાં
૧૦ નવરાશમાં વસ્ત્ર ધોવાં
૧૧ નવરાશમાં સગાંની ખબર લેવી
૧૨ નવરાશમાં છોકરાંની પરીક્ષા લેવી
૧૩ નવરાશમાં પરોપકાર શોધવો
૧૪ નવરાશમાં લખવું
૧૫ નવરાશમાં આપણા દુર્ગુણ તપાસવા
૧૬ નવરાશમાં કુળ મોટપ વધારવી
૧૭ નવરાશમાં છોકરાં કેળવવાં
૧૮ નવરાશમાં ઘરનો હીસાબ લખવો
૧૯ નવરાશમાં ઘરડાંઓની સેવા કરવી
૨૦ નવરાશમાં ગરીબોની સારવાર કરવી

## પાઠ ૧૦—સ્ત્રીના અલંકાર (ઘરેણાં)

૧ પતિ સ્ત્રીનો અલંકાર
૨ વિદ્યા તે સ્ત્રીનો અલંકાર
૩ ઉદ્યોગ તે સ્ત્રીનો અલંકાર
૪ વિનય તે સ્ત્રીનો અલંકાર
૫ મર્યાદા તે સ્ત્રીનો અલંકાર
૬ પતિવ્રત તે સ્ત્રીનો અલંકાર
૭ સુઘડતા તે સ્ત્રીનો અલંકાર
૮ વડપણ તે સ્ત્રીનો અલંકાર
૯ નીતિ તે સ્ત્રીનો અલંકાર
૧૦ સાસરે વસવું તે સ્ત્રીનો અલંકાર
૧૧ વિવેકી થવું તે સ્ત્રીનો અલંકાર

૧૨ ચતુર છોકરાં તે સ્ત્રીનો અલંકાર
૧૩ મીઠું બોલવું તે સ્ત્રીનો અલંકાર
૧૪ સત્ય બોલવું તે સ્ત્રીનો અલંકાર
૧૫ ધૈર્ય રાખવું તે સ્ત્રીનો અલંકાર
૧૬ નિષ્કપટતા તે સ્ત્રીનો અલંકાર
૧૭ નિર્લોભ તે સ્ત્રીનો અલંક
૧૮ દયાળુપણું તે સ્ત્રીનો અલંક
૧૯ પવિત્રતા તે સ્ત્રીનો અલંક
૨૦ મુલાયજો તે સ્ત્રીનો અલંકા

## પાઠ ૧૧—ફૂવડનાં લક્ષણ.

૧ પતિના સામું બોલે તે ફૂવડ
૨ વગર ભણેલી તે ફૂવડ
૩ આળસુ તે ફૂવડ
૪ અભિમાની તે ફૂવડ
૫ ગોબરી તે ફૂવડ
૬ લાજવગરની તે ફૂવડ
૭ વ્યભિચારિણી તે ફૂવડ
૮ તુચ્છ બુદ્ધિવાળી તે ફૂવડ
૯ પિયરમાં રહેવું પસંદ કરે તે ફૂવડ
૧૦ મૂરખ છોકરાંની મા તે ફૂવડ
૧૧ ગાળો બોલે તે ફૂવડ
૧૨ જૂઠું બોલે તે ફૂવડ
૧૩ અધિરીને ઉતાવળી તે ફૂ
૧૪ કપટી હોય તે ફૂવડ
૧૫ નિર્દય હોય તે ફૂવડ
૧૬ મુલાયજા વગરની તે ફૂ
૧૬ (મોડી) ઉઠે તે ફૂવડ
૧૭ અર્થ જાણ્યા વિના ગો- ખણ પટ્ટીને પસંદ ક તે ફૂવડ
૧૮ પાડોસીથી કજીઆ ક તે ફૂવડ
૧૯ કોઇની ચોરી કરે તે ફૂવડ
૨૦ બીજાંને વાતે વાળે તે ફૂ

## પાઠ ૧૨ મો—મહેનત.

૧ જ્ઞાન જોઈએ તો મહેનત કરો
૨ ખાવા જોઇએ તો મહેનત કરો
૩ પૈસા જોઇએ તો મહેનત કરો
૪ સુખ જોઇએ તો મહેનત કરો
૫ આબરૂ જોઇએ તો મહેનત કરો
૬ તન્દુરસ્તી જોઈએ તો મહેનત કરો
૭ ભુવડ ના કહેવાવું હોય તો મહેનત કરો
૮ ઉદ્યોગી થવું હોય તો મહેનત કરો
૯ સંસાર સુધારવો હોય તો મહેનત કરો
૧૦ માનીતાં થવું હોય તો મહેનત કરો
૧૧ કોઈને વશ કરવું હોય તો મહેનત કરો
૧૨ જીંદગી સફળ કરવી હોય તો મહેનત કરો
૧૩ છોકરાં કેળવવાં હોય તો મહેનત કરો
૧૪ પ્રભુનાં વહાલાં થવું હોય તો મહેનત કરો
૧૫ ઉત્તમ સ્ત્રી બનવું હોય તો મહેનત કરો
૧૬ કુળને અજવાળવું હોય તો મહેનત કરો
૧૭ દુઃખ દુર કરવું હોય તો મહેનત કરો
૧૮ યશ મેળવવો હોય તો મહેનત કરો
૧૯ નામીચાં થવું હોય તો મહેનત કરો
૨૦ પરલોક સુધારવો હોય તો મહેનત કરો

## પાઠ ૧૩—નાશકારક.

૧ આળસ આરોગ્યતાનો નાશ કરે છે
૨ કલેશ લક્ષ્મીનો નાશ કરેછે
૩ લડાઇ જાન માલનો નાશ કરે છે
૪ મિતાહાર રોગનો નાશ કરે છે
૫ સરલતા શત્રુભાવનો નાશ કરે છે
૬ પુન્ય, પાપનો નાશ કરે છે
૭ ધૈર્ય અધિરીઆપણાનો નાશ કરે છે
૮ સુઘડતા ફુવડપણાનો નાશ કરે છે
૯ સદ્‌ગુણો અપકીર્તિનો નાશ કરે છે
૧૦ હીંસા દયાનો નાશ કરે છે
૧૧ જૂઠું વિશ્વાસનો નાશ કરે છે
૧૨ ક્ષમા ક્રોધનો નાશ કરે છે
૧૩ નમ્રતા અભિમાનનો નાશ કરે છે
૧૪ નઠારી સ્ત્રીઓ સારીસ્ત્રીઓનો નાશ કરે છે
૧૫ વાતોડીઓ કુટુંબનો નાશ કરે છે
૧૬ લડકણી સ્ત્રીઓ વંશનો નાશ કરે છે
૧૭ લબાડ સ્ત્રીઓ આબરૂનો નાશ કરે છે
૧૮ રોગી સ્ત્રી પોતાના જીવનનો નાશ કરે છે
૧૯ પતિનો અપ્રેમ સ્ત્રીનો નાશ કરે છે
૨૦ સત્સંગ કુસંપનો નાશ કરેછે

## પાઠ ૧૪—સાસરે વર્તણુંક.

૧ સર્વને માનથી બોલાવવાં
૨ સર્વનો ઠપકો સહન કરવો
૩ કડવાં વચન સહન કરવાં
૪ રજા વિના બહાર જવું નહિ

૫ ઘરનો મોભો જાળવવો
૬ સર્વની સાથે વિનયથી વર્તવું
૭ નાનાંપર હેત દેખાડવું
૮ સર્વને હળી મળીને ચાલવું
૯ માંદાંની ખબર જોવા જવું
૧૦ તેમની સારવાર કરવી
૧૧ તેમની હરકતો દૂર કરવી
૧૨ દુઃખ વેઠીને તેમનું કામ કરવું
૧૩ તેમના તરફથી વખાણની ઇચ્છા રાખવી નહી
૧૪ ચતુરાઇ ધારણ કરવી
૧૫ મુલાયજો વારંવાર સંભાળવો
૧૬ અવિવેકી વર્તન જરૂર ત્યજવું
૧૭ અંગ ઉઘાડાં મૂકવાંનહી
૧૮ ખડખડ હસવું નહીં
૧૯ આહાર વિહાર ગુપ્તપણે કરવો
૨૦સદાચરણને ધ્યાનમાં રાખવાં

## પાઠ ૧૫—કોણ પતિવ્રતા નહી.

૧ લટકતી ચાલ ચાલે તે પતિવ્રતા નહીં
૨ ચટકતી ચાલ ચાલે તે પતિવ્રતા નહીં
૩ અક્કડ ચાલે તે પતિવ્રતા નહીં
૪ ઉંચી નજરે, ઉતાવળે ચાલે તે પતિવ્રતા નહીં
૫ માથું ઉઘાડું રાખે તે પતિવ્રતા નહીં
૬ ઊંટની પેઠે ઉતાવળી ચાલે તે પતિવ્રતા નહીં
૭ ફેન્સી પહેરે તે પતિવ્રતા નહીં
૮ મ્હોં મચકોડે તે પતિવ્રતા નહીં
૯ ખડખડ હસે તે પતિવ્રતા નહીં
૧૦ પૈસા છુપા રાખે તે પતિવ્રતા નહીં

**૧૧** સુંદર પોષાક ઈચ્છે તે પતિવ્રતા નહીં

**૧૨** છૂટથી બોલે તે પતિવ્રતા નહીં

૧૩ પતિની ભક્તિમાં નહીં તે પતિવ્રતા નહીં

૧૪ ખરાબ ભાષણ કરે તે પતિવ્રતા નહીં

૧૫ નીચની સોબત કરે તે પતિવ્રતા નહીં

૧૬ અકારણ પરઘેર જાય તે પતિવ્રતા નહીં

૧૭ નિંદા કરે તે પતિવ્રતા નહીં

૧૮ સામું બોલે તે પતિવ્રતા નહીં

૧૯ "અવાય છે" એમ બોલે તે પતિવ્રતા નહીં

૨૦ વાત કરતાં હસે તે પતિવ્રતા નહીં

## પાઠ ૧૬—વસ્ત્રાભૂષણ.

૧ લુગડાં ચોખ્ખાં રાખવાં

૨ લુગડું શોભતું રાખવું

૩ લુગડાં સંપત પ્રમાણે પહેરવાં

૪ લુગડાં આછાં પહેરવાં નહિ

૫ લુગડાં ફાટેલાં પહેરવાં નહી

૬ અંગ દેખાય તેવાં પહેરવાં નહીં

૭ તોછડાઈ જણાય તેવાં પહેરવાં નહીં

૮ માત્ર સાદાં પહેરતાં શીખવું

૯ સાદાઈનો પાઠ બીજી સ્ત્રીઓને શીખવવો

૧૦ કપડાં સારી રીતે અવેરવાં

૧૧ ઘરેણાં બહુ પહેરવાં નહીં

૧૨ ઘરેણાં જેમ બને તેમ થોડાં પહેરવાં

૧૩ દેખાદેખી ઘરેણાંનો વાદ કરવો નહીં

૧૪ ઘરેણાથી નહીં પણ શીયળથી શરીર શોભે
૧૫ ઘરેણાંની ફેશનની પસંદગી એજ પડતી
૧૬ ઘરેણાંથી ઘર જાય
૧૭ ઉદ્‌ભટ્ટ શણગાર એજ અનીતિ
૧૮ મેલાં કપડાં પહેરવાં નહી
૧૯ ફાટેલાં કપડાં પહેરવાં નહી
૨૦ લુગડાં સ્વચ્છ પહેરવાં

## પાઠ ૧૭—સ્વભાવ.

૧ નમ્ર સ્વભાવ રાખવો
૨ શાન્ત સ્વભાવ રાખવો
૩ દયાળુ સ્વભાવ રાખવો
૪ હસમુખો સ્વભાવ રાખવો
૫ ગંભીર સ્વભાવ રાખવો
૬ માયાળુ સ્વભાવ રાખવો
૭ ઝેર વેર મનમાં રાખવું નહી
૮ ઇર્ષાવાળો સ્વભાવ રાખવો નહીં
૯ સર્વ સાથે ભલાઇ રાખવી
૧૦ સર્વને નમીને ચાલવું
૧૧ ચીડીઓ સ્વભાવ રાખવો નહીં
૧૨ અહંકારી સ્વભાવ રાખવો નહીં
૧૩ મોટાનું માન રાખવું
૧૪ મોટાની શરમ રાખવી
૧૫ સર્વની વ્યાજબી શીખામણ માનવી
૧૬ મોટું મન રાખવું
૧૭ કોઇનું ભૂંડું ઇચ્છવું નહી
૧૮ પ્રસંગે કોઇનું કામ બગાડવું નહીં
૧૯ ક્રોધી થવું નહીં
૨૦ કલેશ કરી ભૂખ્યાં રહેવું નહી

## પાઠ ૧૮—વાત.

૧ સ્ત્રી વાતોડી થાય નહીં
૨ છાની વાત કોઇને કહે નહી

૩ ઘરની છાની વાત કોઇને કરે નહીં
૪ કોઈની નુકશાનભરી વાત કરે નહીં
૫ કોઇની આઘીપાછી વાત કરે નહીં
૬ રસ્તે પુરુષથી વાત કરે નહીં
૭ કોઈના રહસ્યની વાત કરે નહીં
૮ શીખામણની વાત કરે
૯ ડાહાપણની વાત કરે
૧૦ ઝઘડો થાય તેવી વાત કરે નહીં
૧૧ નિંદાની વાત કરે નહીં
૧૨ અનીતિની વાત કરે નહીં
૧૩ કોઈના છિદ્રની વાત કરે નહીં
૧૪ શાસ્ત્રની વાત કરે
૧૫ નીતિની વાત કરે
૧૬ મર્યાદાની વાત કરે
૧૭ વડપણની વાત કરે
૧૮ પતિવ્રતની વાત કરે
૧૯ ધર્મની વાત કરે
૨૦ કલ્યાણકારી સઘળી વાતો કરે

## પાઠ ૧૯—પોતાની શક્તિ

૧ ખોરાક વધાર્યો વધે ને ઘટાડયો ઘટે
૨ ઊંઘ વધારી વધે ને ઘટાડી ઘટે
૩ આળસ વધાર્યું વધે ને ઘટાડયું ઘટે
૪ ઉદ્યોગ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે
૫ કામ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે
૬ કજીઓ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે
૭ વિદ્યા વધારી વધે ને ઘટાડી ઘટે
૮ ભય વધાર્યો વધે ને ઘટાડયો ઘટે

૯ હિમ્મત વધારી વધે ને ઘટાડી ઘટે
૧૦ અભિમાન વધાર્યો વધે ને ઘટાડયો ઘટે
૧૧ બળ વધાર્યું વધે ને ઘટાડયું ઘટે
૧૨ ચોખ્ખાઈ વધારી વધે ને ઘટાડી ઘટે
૧૩ ઉડાઉ ખર્ચ વધાર્યું વધે ને ઘટાડયું ઘટે
૧૪ કુળ મોટપ વધારી વધે ને ઘટાડી ઘટે
૧૫ લજ્જા વધારી વધે ને ઘટાડી ઘટે
૧૬ ધૈર્ય વધાર્યું વધે ને ઘટાડયું ઘટે
૧૭ સહનશીલતા વધારી વધે ને ઘટાડી ઘટે
૧૮ મર્યાદા વધારી વધે ને ઘટાડી ઘટે
૧૯ ફુરસદ વધારી વધે ને ઘટાડી ઘટે
૨૦ ઈચ્છા વધારી વધે ને ઘટાડી ઘટે

## પાઠ ૨૦—નીચ

૧ શરમ વગરની તે નીચ
૨ નીચની સોબતે ચઢે તે નીચ
૩ શીખામણ ન માને તે નીચ
૪ ધન આપે પણ મન ન આપે તે નીચ
૫ નિર્ધન પતિપર અભાવ રાખે તે નીચ
૬ પૈસાની સગી થાય તે નીચ
૭ લડાઈ કરાવે તે નીચ
૮ ગાળો બોલે તે નીચ
૯ ફટાણાં ગાય તે નીચ
૧૦ નઠારીની ચાલે ચાલે તે નીચ
૧૧ મૂર્ખની નકલ કરે તે નીચ
૧૨ કોઇના ચાળા પાડે તે નીચ
૧૩ ગરીબને સતાવે તે નીચ

૧૪ ધર્મથી વિમુખ તે નીચ
૧૫ પતિને અણગમતી તે નીચ
૧૬ માબાપને અણગમતી તે નીચ
૧૭ મશ્કરી કરે તે નીચ
૧૮ નાટક જુવે તે નીચ
૧૯ પતિને પજવે તે નીચ
૨૦ ભણ્યા વિનાની તે નીચમાં નીચ

## પાઠ ૨૧—શત્રુ.

૧ વ્યભિચારિણીને પતિ શત્રુ
૨ લોભીણીને માગણ શત્રુ
૩ મુર્ખિણીને હિત વચન કહેનાર શત્રુ
૪ આળસુને કામ બતાવનાર શત્રુ
૫ નિર્લજ્જને શીળવતી શત્રુ
૬ અભણને ભણેલી શત્રુ
૭ ઠોઠને શિક્ષક શત્રુ
૮ ભણનારીને વાતોડી શત્રુ
૯ છટકેલીને ડોશી શત્રુ
૧૦ ઉડાઉને હિસાબ માગનાર શત્રુ
૧૧ ગોબરીને સુઘડ શત્રુ
૧૨ જૂઠીને સાચું બોલનારી શત્રુ
૧૩ નીચને સદ્‌ગુણવાળી શત્રુ
૧૪ દુષ્ટાને છિદ્ર શોધનારી શત્રુ
૧૫ પુણ્યવાનને અભાગિણી શત્રુ
૧૬ ભોગિણીને રોગ શત્રુ
૧૭ પૈસાવાળીને રાજા શત્રુ
૧૮ રૂપાળીને દુર્જન શત્રુ
૧૯ ગુણવાળીના મૂર્ખ શત્રુ
૨૦ વગર ભણેલા ભણેલીના શત્રુ

## પાઠ ૨૨—મૂર્ખ.

૧ વિના કારણ ક્રોધ કરનારી મૂર્ખ
૨ વિના જાણે વિશ્વાસ કરે તે મૂર્ખ

૩ વિના બોલાવે બોલનારી મૂર્ખ
૪ પારકી કુથલી કરે તે મૂર્ખ
૫ ન કરવાનું કરે તે મૂર્ખ
૬ વાદવિવાદ કરે તે મૂર્ખ
૭ શીખામણ ન સાંભળે તે મૂર્ખ
૮ વખત વિના બોલે તે મૂર્ખ
૯ નિંદા કરનારી તે મૂર્ખ
૧૦ કુકર્મ કરે તે મૂર્ખ
૧૧ સત્સંગ અપ્રિય તે મૂર્ખ
૧૨ પરપુરુષ પ્યારો લાગે તે મૂર્ખ
૧૩ કજીયો પ્યારો લાગે તે મૂર્ખ
૧૪ દામ પ્યારા લાગે તે મૂર્ખ
૧૫ મોજ મજા પ્યારી લાગે તે મૂર્ખ
૧૬ શીયળને ઈચ્છે નહીં તે મૂર્ખ
૧૭ નીતિનું ભાન ન રાખે તે મૂર્ખ
૧૮ લોકો જેને શાણી ના કહે તે મૂર્ખ
૧૯ કોઇની ચાડી કરે તે મૂર્ખ
૨૦ પતિધર્મ ન જાણે તે મૂર્ખ

---

શાળામાં અભ્યાસ માટે જતી આ નાની બહેનો માટે ગંગાબહેને શનિવારને દિવસે આ નીતિપાઠ તથા રવિવારે ગરબા શીખવવાનો કાર્યક્રમ રાખેલો છે.

શાન્તાબહેન વખતસર આવી પહોંચ્યાં. પહેલા ત્રણ પાઠ તે બહેનોએ વાંચ્યા. તેમની વાંચવાની તથા તેના અર્થ કરી સમજાવવાની રીત તથા તે પ્રમાણે તેમનાં આચરણ જોઇ શાન્તાબહેન તો ખુશ ખુશ થઈ ગયાં.

ગંગાબહેને તે છોકરીઓને ચોથો પાઠ ભણાવ્યો.

આજનો પાઠ જલદી પૂરો થઈ ગયો. તેથી તે છોકરીઓએ ગંગાબહેન પાસે ગરબા ગાવાની મંજુરી માગી. તેમનો ઉત્સાહ જોઈ ગંગાબહેને તેમને નાખુશ ન કર્યાં. છોકરીઓએ તે ગરબામાં મંજીરાનો ઉપયોગ કર્યો. રાગ અને તાલ બદ્ધ ગરબાનું ગાયન શરુ થયું. શાન્તાબહેન સાંભળે છે. મહોલ્લાની બીજી બાઇઓ પણ ગરબાનો આનંદ લૂંટવા આવી પહોંચ્યાં. ત્રણુ ગરબા છોકરીઓએ ગાયા. પછી થોડાક આરામ લેવા બેસી ગયાં.

**ચૈતન્ય બહેને શરુ કર્યું**

( અચકો મચકો કારેલી. એ રાગ )

સુન્દર બાઈ ચાલ્યાં સાસરીએ,
માબાપ શીખામણ દે છે બહેન;
લાજ વધારજો લાખેણી.
સાસુજી કહે તે સાંભળજો;
કોઈશું વઢવાડ ન કરશો બહેન! લાજ૦
સાંખી રહેજો બોલ્યું સઉનું;
અભિમાન ન અંતર ધરશો બહેન! લાજ૦
ઘરમાં ને ઘરમાં ઘર કરીએ;
પરઘેર ઘણું નવ જઇએ બહેન! લાજ૦
મેલાં ઘેલાં જ્યમ નવ રહીએ;
ત્યમ બહુ જ ઠઠારો ન કરીએ બહેન! લાજ૦
કોઈ વાત કરે આપણી વાંસે;
એવું કદી ન આચરીએ બહેન! લાજ૦

જે સંપ સગાથી તોડે છે;
તે છેવટ હાથ ઘસે છે બહેન! લાજ૦
જે સઉનું સારૂં ઇચ્છે છે;
તેના દિલમાં દેવ વસે છે બહેન! લાજ૦
તમે ભણ્યાં ગણ્યાં બહુ ડાહ્યાં છો;
તમને ઝાઝું શું કહીએ બહેન! લાજ૦

---

## પછી તારાબહેને ગાવા માંડયું.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ.

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિકુળમાં નીતિથી કરવો વાસ જો;
રાય સમું સુખ હોયે માતપિતા ગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ના આશ જો. અબળા૦
પતિવ્રત પાળી પતિસેવા સજવી સદા,
પતિની આજ્ઞા કદી નવ કરવી ભંગ જો;
માત પિતા સમ સાસુશ્વસુરને સેવવાં,
(વળી) નિકટ સંબંધી પાલવવાં જે અપંગ જો. અબળા૦
ખટ્ રસ ભોજનની વિધિ સઘળી જાણવી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસ જો;
જે ગુણ જેમાં હોય તે તેથી શિખવો,
શિખામણ કો દે તો ન ધરવો રોશ જો. અબળા૦
પતિ પ્રભુ સમ લહી કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઇને પતિ પ્રતિ રહેવું શુદ્ધ જો;

તુચ્છ સકળ વ્યવહાર તણા આ કારણે,
વાણીથી પણ કદી નવ કરવું યુદ્ધ જો. અબળા૦
સુખ દુઃખ સહેતાં સમ ગણવાનો મહાવરો,
દૃઢ રાખીને અંતર રહેવું શાંત જો;
**ભાગીરથી** પ્રભુ પદને અંતે પામવા,
શાણી સખીએ શિખ અહી ભજવા કંથ જો. અબળા૦

(નૃસિંહાચાર્ય)

---

ત્યાર પછી કેસર બહેને નીચેની ગરબી ઉપાડી.

ગરબી.

આવો બહેની આજે રમીએ આપણે,
વર્તન કેરી રીતલડી ગીત શુભ રે;
વદવું હરવું ફરવું કેવું લોકમાં રે,
કરવું ધરવું કારજ કેવે રૂપ રે. ૧
મૃદુ મૃદુ મીઠડાં વેણ વદેથી શું વળ્યું ?
જો નવ અંતરમાંહિ મીઠાશનું મૂળ રે;
વાંચન લેખન પાઠ પઢે શું પામીએ ?
જો ના નમ્ર સ્વભાવે દિપ્યું નૂર રે. ૨
લટકત મટકત ચાલ હિંડેરે શું થયું ?
સહિપણ વિનયનું સંધર્યું ના સુખરૂપ રે;
સુંદર નૌતમ શણગારો કયમ શોભશે ?
દિવ્ય શિયળપટફૂળ ગણ્યું મન ધૂળ રે. ૩
માળા પૂજા કંકુ છાંટે શું મળે ?
કદિ નિજ નાથ ગણ્યો ના શિરપર ભૂપરે;

નાહ્યે ધોયે સાબુથી શું ઉઘડયું ?
કદિ ના રાખ્યું અંતર સુઘડ ખૂબ રે. ૪
બુદ્ધિ દીધી ઈશે તે શા અર્થની ?
નાખ્યો શુભ ઉપકારને ઊંડે કૂપ રે;
ડાહપણનો દરિયાવ બનેથી શું વળ્યું ?
રસિયા સત્યપે પ્રીતિનું ના પૂર રે. ૫
વિવિધ ભોજન રાંધ્યાં તે કયમ ભાવશે ?
નિરખી ભોજન પાત્ર ચડે જો સૂગ રે;
નિશદિન ઘરનો ભાર વહ્યો તે વેઠ છે,
જો નવ ઘરનું યંત્ર છે નિયમિત શુભ રે. ૬
આ જે થોડું ગાયું વધુ તે માનિયે,
સૌમાં આવે પાર નહિં છે ખૂબ રે;
ઘુંટલડો એક અમૃતનો ઝટ દાખવે;
શો તે માંહિ સ્વાદ રમે ઝુમઝૂમ રે. ૭

---

એ સમયનો લાભ, બીજી મોટી ઉંમરની બહેનો જે અત્યાર સુધી ગરબા સાંભળતાં હતાં તેમણે, ઉઠાવી લીધો.

શ્રી રામ વનમાં જતાં સીતાને પોતાની સાથે વનમાં ન આવવા સમજાવે છે એ મતલબનો નીચેનો ગરબો **મહાલક્ષ્મી બહેને** શરુ કર્યો.

**રાગ ધોળ**

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.

નહીં તો અહીં રહો સસરાના રાજ્યમાં,
હેતે હળી મળી સાસુ સંગાથ; નહીં તો જોડી હાથ,—પધારો૦
અમે વસ્તીમાં નહીં વસીએ વનિતા, અમે કરશું જઈ વનવાસ;
તમે પામો ત્રાસ,—પધારો૦
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ;
કોઇ અમ પાસ,—પધારો૦
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક,—પધારો૦
અમે વનફળ ખાઇ ખુશીમાં રહીશું, કોઇ દિવસે તો કેવળ શાક;
વિના લુણ પાક,—પધારો૦
વનમાં નથી મંદિર નથી માળીઆં, નથી પોઢવા કાજ પલંગ;
રંગિત નવ રંગ,—પધારો૦
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સૂવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ,—પધારો૦
વનમાં હીરનાં ચીર તો નહીં મળે,
વનમાં નહીં મળે ફરતાં ફૂલેલ; કે તેલ ધૂપેલ,—પધારો૦
વનમાં નહીં મળે શાણી સાહેલીયો, કરશો કો સંગે ખંતથી ખેલ;
ઉમંગ ભરેલ,—પધારો૦
ઉષ્ણ કાળે વાશે ઊના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ,—પધારો૦
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરુતળે વાસ;
નહીં છત્ર પાસ,—પધારો૦

વનમાં ઘાતકી છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર;
જેનું ઘણું જોર,—પધારો૦
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
બચે નહીં ઢોર,—પધારો૦
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિં જાય;
દીઠે ખાવા ધાય,—પધારો,૦
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય;
કાયા કરમાય,—પધારો૦
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર;
છો નાજુક નાર,—પધારો૦
તમે છોટી ઉંમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઇ વાર,—પધારો૦
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઈચ્છે છે માય;
ચોંપે ચિત્ત ચ્હાય,—પધારો૦
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેશા આવે સદાય;
તેડાં પાછાં જાય,—પધારો૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પુરાવોને થાળ,—પધારો૦
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહથી તમારી સંભાળ;
ત્યારે તત્કાળ,—પધારો૦
રૂડી મિથિલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ;
છે બાપનું ગામ,—પધારો૦

**ગોરી તમને ગમે તેમ હું કરું, એમ દલપતરામનો** સ્યામ;
કહે રાજારામ,—પધારો૦

---

ગરબો સાંભળી વાતાવરણ ગંભીર બની ગયું : એટલામાં **કમળાબહેને કોકિલ કંઠે સીતાજીએ શ્રીરામને આપેલો ઉત્તર** ગાવો શરૂ કર્યો.

"સતી સીતાનો ઉત્તર." રાગ ધોળ.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વ્હાલા કરો, તે તો બોલ વાગે તીણાં બાણ;
રઘુકુળ ભાણ,—સાથે૦
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરું, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હંમેશ,—સાથે૦
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરું વેશ;
જટા કરું કેશ,—સાથે૦
સ્વામી તમે રે સુખી તો સુખ માહરે,
તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ; એમાં શો સંદેહ,—સાથે૦
કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધિક એહ;
મુઆ જેવી તેહ,—સાથે૦
સ્વામી તમ વિના મંદિર ને માળિયાં, ભાસે પર્વત મોટા સમાન;
વસ્તી તો વેરાન,—સાથે૦
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દર્શન દાન;
કૃપાના નિધાન,—સાથે૦

સાસુ સસરો ને માત પિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ,—સાથે૦
સ્વામી શું કરું ભાઇ ભોજાઈને ? સ્વામી શું કરું સૈયર સમાજ;
કો'નું નથી કાજ,—સાથે૦
સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વાર્થી સઘળો સંસાર;
કુટુંબ પરિવાર,—સાથે૦
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લેનાર;
કે એક આધાર,—સાથે૦
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક,—સાથે૦
જો કોઈ જળથી જુદી પાડી માછલી, રાખે દૂધમાં કરી વિવેક;
જીવે પળ એક,—સાથે૦
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરું રાજને પાટ,
હવેલીના ઠાઠ,—સાથે૦
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
મટાડો ઉચાટ,—સાથે૦
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જન્મની એ રીત,—સાથે૦
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચિત્ત,—સાથે૦
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધવિધનાં પકવાન;
તે વિષનાં નિશાન,—સાથે૦
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન,—સાથે૦

પડશે તડકા તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ,—સાથે૦
મુજને મેલી જો કંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ,—સાથે૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થૈને નિરાશ;
કહે લેતી શ્વાસ,—સાથે૦
દયા કરી દેવ **દલપતરામને**, સખી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી.

---

એ ગરબો સાંભળી બધામાં ઉમંગ આવ્યાં અને **ચંપા-બહેને** બીજો ગરબો ઉપાડયો.

( ઓધવજીના મહીનાનો રાગ. )

પુત્રી પુણ્ય તણો મારગ એ માનવો,
જેથી વિશ્વ વિષે યશ શ્રેષ્ઠ પમાય જો;
ઐહિક આયુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસાર વિષે સર્વોત્તમ સુખ થાય જો. —પુત્રી૦ ૧
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઈ,
જેથી ક્રોધ કરે નહિ નિજનો કંથ જો. —પુત્રી૦ ૨
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;

કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો. —પુત્રી૦ ૩
નારીના ઈશ્વરતો નિશ્ચે નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો,
એ નિગમાગમથી મનમાં જાણી લેઇ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો. —પુત્રી૦ ૪
જપ તપ આદિક વ્રત કરવાની ના નથી,
ઈશ્વર પૂજન પણ કરવાની છૂટ જો,
પણ તે સર્વે પતિના પ્રેમ વડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખુટ જો. —પુત્રી૦ ૫
શોભા સૌભાગ્ય વિના અન્ય ન ઈચ્છવી,
શીલ તણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાનાં અનુપમ પટકુળ પહેરવાં,
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો. —પુત્રી૦ ૬
ક્રોધ કામ મદ મોહ લોભને જીતવા,
નહિ તો દુઃખ દિયે તે નિત્ય અપાર જો;
શમ–દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફળ સદાચરણે સંસાર જો. —પુત્રી૦ ૭
લાજ અને મર્યાદા સખિયો લેખવી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય–વિવેક વડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો. —પુત્રી૦ ૮

પોતાનું ડાંપણ પણ નહિ પરખાવવું,
કરવું નહિ કુલ જાતિ તણું અભિમાન જો,
ધૈર્ય ધરી સુખ દુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદ કેરું ધરવું ધ્યાન જો. —પુત્રી૦ ૯
સુજ્ઞજનો આપણને જેમ હસે નહીં,
દુર્જન પણ નિંદે નહિ જગમાં જેમ જો;
નિજ નામ અમર નરનું નારીમાં રહે,
ઉદય થાય આપણનો કરવું એમ જો. —પુત્રી૦ ૧૦
**શ્રી હરિમાં ને પતિમાં ફેર કશો નથી,**
અંતરમાં અનુભવથી સમજી એમ જો,
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યા કરે,
પ્રતિદિન કરવા કુશળ ઉપાયો તેમ જો. —પુત્રી૦ ૧૧

---

ગરબો ગવાઇ રહ્યો ત્યાં સુધી નાની છોકરીઓ પણ તે સાંભળતી, આનંદ માણતી, શાન્તિથી બેસી રહી હતી. આજે સર્વેને બહુ જ આનંદ આવ્યો. થોડી વાર પછી સર્વે બહેનો પોત પોતાને ઘેર ગયાં.

શાન્તાબહેન પણ ગંગાબહેનની રજા લઇ ઘેર ગયાં. ગરબાની **"પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી"** એ કડી ઘરનું કામ કરતાં કરતાં પણ ગણગણવા લાગ્યાં. તેમને તો નવી જ દુનિયા અને નવો જ જન્મ પ્રાપ્ત થયો હોય તેવું થયું છે.

શાન્તા બહેનની ચાર દિવસની ગેર હાજરીથી તેમની પાડોશણોએ ઉઘરાણી કરવા માંડી. તેમની ટોળીમાંથી એક

નંગ ખૂટયું. તેથી વૃદ્ધ અંબાડોશીએ તો આજે શાન્તાને ઉધડી જ લીધી. પણ હવે શાન્તા તો નામ પ્રમાણે તેનો અર્થ સાર્થક કરતી શાન્ત જ રહી અને ડોશીમાને, "હું કામમાં છું" એવો ટુંકો જવાબ આપી તેના ઘર કામમાં ગુંથાઇ ગઈ.

ચાર દિવસમાં મનોહરદાસને પણ નવા નવા અને આનંદપ્રદ અનુભવો થવા લાગ્યા. ઘરની સ્વચ્છતા, વાસણની અને પાણીની પવિત્રતા તથા ઉજળામણ, રસોઈમાં અને જમાડવાની તથા પીરસવાની ઢબમાં અજબ ફેરફાર, આ બધું મનોહરદાસને તેને તો જાણે નવો દેહ લઈ ભોગવાતું હોય તેમ લાગ્યું.

આ વખતે તેમને ગંગાબાઇનો મહાન ઉપકાર સાંભરી આવ્યો. ગંગાબાઈનો પોતા ઉપર નિઃસ્વાર્થ પ્રેમ અને તેમણે કરવા માંડેલું કામ એનો બદલો કઈ રીતે વાળી શકીશ ? એ સંબંધિ વિચાર મનમાં આવવા લાગ્યા. વળી હિંદુ ધર્મના ઋષિમુનિયોએ કેટલી બધી દીર્ઘદૃષ્ટિ વાપરી, સર્વ કોઈ પોતપોતાનું જીવન ( પરિણીત જીવન ) અને પોતપોતાનો ગૃહસ્થાશ્રમ સુખપૂર્વક ચલાવી શકે તે માટે કેવા સુંદર નિયમો, પ્રબંધો કરી ગયા છે ! ! મનોહરદાસ પોતાના મનમાં વિચારે છે કેઃ

આ નિયમો અને પ્રબંધોનું રહસ્ય, **જેમની આંખે નવી કેળવણીના પાટા બંધાયા છે તે કેવી રીતે સમજી શકે ?**

ગોરખપુરથી પ્રસિદ્ધ થતા કલ્યાણ માસિકના દસમા વર્ષના અગીઆરમા અંકમાં પૃ. ૧૫૦૯થી એક બી. એ. થએલાં બહેન પોતાના વિચારો નીચે પ્રમાણે લખી જણાવે છેઃ—

## पर मेरी कौन सुनेगा ?
( લેખિકા – શ્રી. રૂપરાણી 'શ્યામા' બી. એ. )
## પણ મારું સાંભળશે કોણ ?

પુરુષમાં શરીરનું બળ હોય છે જ્યારે સ્ત્રીમાં શીલનું (ચારિત્રનું). પુરુષ ઠોકર ખાય છે તો પણ સંભાળીને ઉભો થઇ જાય છે. પોતાને હસનારાઓને સજા કરવાની એનામાં તાકાત છે. પણ જ્યારે સ્ત્રી ઠોકર ખાય છે ત્યારે તો એ નીચેજ પડે છે. એ તો કોમળ હોય છે. પોતાને સંભાળી શકતી નથી. જ્યારે નીચે પટકાય છે ત્યારે પોતાની તરફ હસનારાઓને પણ તે કંઈજ કરી શકતી નથી. એટલા માટે એને સંભાળી સંભાળી, વિચાર કરીને અને આગળ તેમ જ નીચે જોઈ ને ચાલવું પડે છે. પડવાનો અવસર નહીં આવે અને બીજાઓને આંગળી ચીંધી હસવાનો પણ અવસર નહીં આવે એટલા જ માટે ઉંચે જોઈ ચાલવાનું ભયાવહ બને છે. જે નીચે નજર રાખી સંભાળપૂર્વક ચાલે છે તેના પગનાં દર્શન લોકો કરે છે અને જો ઉંચે જોઈ ને ચાલે છે તો તેના મુખનું દર્શન કરે છે. લોકદૃષ્ટિમાં જે પડેલી છે તે ખરેખર પડી જ જાય છે. ખરેખર સ્ત્રી સમાજ પોતાનું ચારિત્ર ખોઈ ને સર્વસ્વ ખોઈ બેસે છે.

આપણે આદર્શની વાતો સાંભળી સાંભળીને કંટાળી ગયાં છીએ. હરરોજ સીતા–સાવિત્રીનું નામ સાંભળી સાંભળી કાન બહેર મારી ગયા છે. કેમ? સીતાજીએ પોતાના નિર્વાસિત પતિની સાથે ભયંકર વનમાં લુખું વાળુ લઈ, ઝીણાં જાડાં કપડાં પહેરી અને ટાઢ તડકો વેઠી ચૌદ વર્ષ ગાળ્યાં હતાં; એટલા માટેને ? કે સાવિત્રીએ સત્યવાનના

પ્રાણ હરનાર યમની પાછળ જંગલો, પર્વતો, ઝાડ અને ઝાંખરાંમાં ચાલી ચાલીને પોતાના પતિનો પ્રાણ પાછો મેળવ્યો હતો. એટલા માટે ? આ બધી વાતો જુની **માલુમ પડે છે** (લાગે છે). તે વખતે સ્ત્રીઓ એક પતિને જ ઓળખતી હતી; જેને એક વાર પોતાનું શરીર અર્પણ કર્યું તે શરીર મરણ સુધીમાં બીજા કોઇનું નથી થવાનું.

આ અધિકારના જમાનામાં માબાપથી કરાએલા વિવાહનો નિર્ણય કેટલીક બહેનોને નથી ગમતો. એમનું કહેવું છે કે અમારે જેની સાથે જીવન ગાળવાનું છે તેને અમારી સંમતિ વિના અમારો જીવનસાથી કેમ બનાવી દેવામાં આવે ?

ખરેખર આ અન્યાય જેવું લાગે છે. પણ હું પૂછું છું કે જો પસંદગીનો ભાર આપણી ઉપર નાખવામાં આવે તો કયા યંત્રની મદદથી આપણે આપણા ભાવી પતિના ગુણો અને આયુષ્યને જાણી શકીશું ? જ્યારે પિતા વિવાહ નક્કી કરે છે ત્યારે તે ગુણ, શીલ, સ્વભાવ, કુળ, માન, મર્યાદા અને સમ્પતિ વગેરે બાબતો જોઈને જ વિવાહ નક્કી કરે છે. પણ સ્ત્રી તો ફક્ત રૂપ ઉપર જ પોતાને કુરબાન કરે છે. ચોમાસામાં પતંગીઆં જેમ દીવાની જ્યોતથી આકર્ષાઈ પોતાનો જીવ આપી દે છે એ જ પ્રમાણે પોતાની પસંદગી કરનારી સ્ત્રીઓ પણ કૂદી પડે છે. આનું પરિણામ તો એ જ આવશે કે જે વિલાયતમાં આવે છે.—અસન્તોષ, ગૃહકલહ, અપકીર્તિ અને પરિત્યાગ.

એટલા માટે જે આપણા જન્મદાતા છે, જેને આપણા કરતાં વધારે આપણા સુખનું ધ્યાન છે તે જ આપણે

માટે સારો સાથી ખોળી શકે છે. હા, જો માબાપ જાણી જોઇને ધનના લોભથી પોતાની બાળિકાઓને વૃદ્ધ, રોગી, પાગલ કે મૂર્ખની સાથે પરણાવી મારે તો એવી સ્થિતિમાં વિરોધ ઘણો જરૂરનો છે ( આ પરમ ધર્મ છે ). પણ વિવાહ થયા પછી પરિત્યાગ કરવો એ તો એવું જ છે કે જાણી જોઇને સાપના કરંડિયામાં હાથ નાખવો અને ડંખાતાં મદારીને દોષ આપવો. આવા પ્રકારના વિવાહ થવા જ દેવા ના જોઇએ. આ વાત બાળ અને વૃદ્ધવિવાહના વિષયમાં છે. બાળવિવાહ કે વૃદ્ધવિવાહમાં કન્યા વિધવા થાય તો શું પરિણામ આવે ? આ તો અધરો પ્રશ્ન છે. પણ હું તો ઘણી જ પાછળ પડેલી છું. હું તો વિષવૃક્ષને ફૂટતાં પહેલાં જ નષ્ટ કરવાની તરફેણમાં છું. જો કોઈ પોતાનું આચરણ શુદ્ધ રાખવાની તાકાત નથી ધરાવતી તે આચરણ શુદ્ધ રાખવાનું બીજું સાધન શોધી લે.

આજકાલ ‘ **તલ્લાક** ’ ( છુટા છેડા કરવાનો ) કાયદો ’ બનાવવાની ચર્ચા થઈ રહી છે; તે મુજબ બેકાર વકીલો અને દુર્વ્યસની સમાજને કંઈ કામ મળી રહેશે. જે પુરુષને પોતાની સ્ત્રી સારી નહીં લાગે અથવા જે સ્ત્રીને પોતાનો પતિ નહીં ગમે તે કચેરીમાં **પરિત્યાગ પત્ર** આપી પોતાનું વિવાહ બંધન તોડી શકશે. જ્યારે પુરુષ સ્ત્રીને દંડે છે અથવા કોઈ બીજાને દંડ દે છે તો તે ફક્ત તેના અપરાધને લીધે. એકને કાર્યદોષ અને બીજાને ચારિત્રદોષને લીધે. આ દંડ વિધાન ફક્ત પુરુષ અને સ્ત્રીના સંબંધમાં જ નહિ પણ સારી આલમમાં થાય છે. જે

અધિકારી, ગુણવાન અને સમજદાર હોય છે તે, ચતુરાઈ અને બુદ્ધિથી પોતાના સહાયકને કાર્યદોષ સમજાવે છે, પણ જે સ્વભાવથીજ ચીડીઅલ અને ક્રોધી છે તે શારીરિક દંડનો આશ્રય લે છે. આ ચીડીયાપણું અને ક્રોધ ફક્ત પુરુષમાંજ નહિ પણ ઘણી સ્ત્રીઓમાં પણ હોય છે. એટલે **બંને પક્ષોને સંતુષ્ટ રાખવાનો ઉપાય એ છે કે પુરુષોને પુરુષોપયોગી અને સ્ત્રીઓને સ્ત્રિયોપયોગી શિક્ષણ આપવું જોઇએ.** એમ ન થવું જોઈએ કે દાળમાં મીઠું નાખવાને માટે, શાક શમારવાને માટે, ફાટેલું ધોતિયું સીવવાને માટે પતિદેવની જરૂર પડે અને દફ્તરના કાગળો પત્ની દેવી સંભાળે. અંગ્રેજી અભ્યાસક્રમથી મને ઘણો કડવો અનુભવ થયો છે કે ભલે કન્યાઓનો આચાર શુદ્ધ રહેતો હોય પણ વિચાર તો ભ્રષ્ટ થઇ જ જાય છે. કદાચ વિશ્વાસ ન પડતો હોય તો **ભારતીય વિશ્વવિદ્યાલય**ના પાઠ્યક્રમોને ઉથલાવી જોવાથી આ ભ્રમ દૂર થઈ જશે. આથી આપણી મુખ્ય જરૂર તો યોગ્ય શિક્ષણ છે. મેં સાંભળ્યું છે કે આજકાલના ભણેલા યુવાનો એ ઈચ્છે છે કે તેમની પત્નીઓ એટલું અંગ્રેજી તો જરૂર ભણેલી હોય કે જો એમની પાસે અંગ્રેજીમાં પાણી માંગવામાં આવે તો તેઓ 'વૉટર' ની જગ્યાએ 'મટર' ન લાવી મૂકે. આવા યુવકોને સદ્‌બુદ્ધિ આપવાને હું ઈશ્વરને પ્રાર્થના કરું છું. બીજું શું કહું ? મારા કહેવાનો સાર એ છે કે જ્યાં બંને યોગ્ય હશે ત્યાં કજીઆની વાત પણ નહિં હોય, અને તુલસીદાસજીની જે ચોપાઈને લોક આ દણ્ડ-વિધાનનું કારણ સમજે છે એને પણ સંતોષ થઈ જશે.

કોઈ ને આગમાં કૂદતાં જોઇને પોતે પણ આગમાં કૂદી પડવું એ બુદ્ધિમાન નથી. જો પતિ વેશ્યાગામી હોય અથવા દશ વિવાહ કરતો હોય તો સ્ત્રી પણ એવું જ કરે એ તર્ક મને નથી રુચતો. મિત્ર અને સાથીની ફરજ એ નથી કે કદાચ આપણે કુમાર્ગે જતા હોઇએ તો એ પણ કુમાર્ગગામી બને. સ્ત્રી પણ એક મિત્ર છે. સાથી છે. જો પતિ કુમાર્ગ તરફ વળતો હોય તો તેની ફરજ છે કે તેની રક્ષા કરે. જો સ્ત્રી ગુણવતી હશે, તો તેના પતિ અવળે માર્ગે જવાનું સાહસ નહિ કરી શકે. જે લોકો સ્ત્રીઓને પાપકર્મ તરફ પ્રેરે છે તે પોતે સ્વાર્થી અને અજ્ઞાની છે. તેઓ વિચારબુદ્ધિનો પ્રયોગ કરતા નથી.

આજકાલ સમાચારપત્રો અને પત્રિકાઓમાં એવી ઘણી બાબતો આવે છે કે હું અમુક જાતિની કન્યા છું અને મારો અમુક વ્યક્તિ સાથે સ્નેહ બંધાઇ ગયો છે. અને તે શ્રી. સંપાદકનો અભિપ્રાય માગે છે. અમારે ત્યાંની એક પત્રિકા આ પ્રમાણેની સંમતિ આપવામાં ઉદાર છે; પણ આ પ્રકારનો સ્નેહ અપવિત્ર, ગંદો અને કલંકિત હોય છે. જે પ્રેમમાં સ્વર્ગીય પવિત્રતા નથી, જેમાં હૃદયનું નહિ, આત્માનું નહિ પરંતુ ફક્ત દેહનું આકર્ષણ છે અને તે પણ દુર્ભાવનાથી પ્રેરાએલું. તે પ્રેમને પ્રેમ નહીં પણ **વાસના** કહેવી જોઈએ.

આ ગુલામ દેશમાં ઘણીએ વ્યાધિયો આવી ચૂકી છે. આ વિલાયતી વ્યાધિને હમણાં ત્યાં જ રાખો, કદાચ એવું ન થાય કે હિન્દુઓના ધર્મ-ગ્રંથો પૃથ્વીમાં સમાઇ જાય. અને ચિતોડની ચમત્કારી ચિતા સમુદ્રના ગર્ભમાં ડૂબી જાય. અત્યારે

પણ જો **ભારતને** જોવું હોય તો સ્ત્રીઓનું હૃદય તપાસો. ગરીબ ભારતને એનો જ ભરોસો છે. પુરુષો તો એને વેચી રહ્યા છે. તેનું બચેલું ગૌરવ હજુપણ ભારતની સ્ત્રીઓના મુખમંડળ ઉપર જોવાનું મળે છે. સ્ત્રીઓની સભાઓ થાય છે. પડદાને તિલાંજલી આપી બહાર વ્યાખ્યાન આપવા અને ઠરાવ પાસ કરવાને માટે વધાઈ ઓ મળી રહી છે. સમસ્ત સંસાર સુધારકો તરફ કાન માંડીને ઉભો છે. તેની વિચિત્ર યુક્તિયો અને તર્કોને સાંભળી સાંભળીને સ્ત્રીઓ પોતાની દશા ઉપર ખીજાઈ ગઇ છે. હું પણ બહુ જ કહેવા તત્પર થઈ હતી પણ **મારું સાંભળશે કોણ** ? (સનાતન ધર્મ.)....(મનોહરદાસનો વિચાર આગળ વધ્યો.)

---

વળી ગુજરાતના પ્રથમ પંક્તિના સમાજ સેવકોમાંના એક **સ્વર્ગસ્થ મોતીભાઇ નરસિંહભાઇ અમીન, પોતાના લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો** એ પુસ્તિકામાં લગ્ન વિષે હંમેશ યાદ રાખવા જેવા લગ્ન સંબંધિ પોતાના વિચારો પોતાના ભાણાભાઈના નિમિત્તે આપણ સર્વ આર્ય પ્રજાને નીચે પ્રમાણે કહે છે :—

### લગ્ન—વ્યવહાર.

વિદ્યાર્થી અવસ્થામાં લગ્ન ન કરવું; ૨૧ વર્ષની ઉંમર પહેલાં લગ્નવ્યવહાર ન જ કરવો. કમાવાની, સ્વતંત્ર રીતે ઉપજીવિકા મેળવવાની શક્તિ પ્રાપ્ત થાય તે પહેલાં લગ્ન ન જ કરવું એ જરૂરનું ગણાય છે. પણ ૨૧ વરસની ઉંમર પછી કોઈ લગ્ન કરવાની ઇચ્છા કરે તો તેમાં ખાસ વાંધા જેવું ગણાય નહિ.

**લગ્ન સબંધ કોણ જોડે ?** (૧) માબાપ એકલા, (૨) વરકન્યા પોતાની મેળે, વા (૩) કુટુંબીજનોની સંમતિથી જોડાય ? એ સંબંધમાં નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય નહિ. પણ ત્રીજો માર્ગ માબાપની સંમતિથી આ જવાબદારીવાળો વ્યવહાર વરકન્યા કરે એ ખાસ જરૂરનું છે.

સંબંધ જોડવામાં ઉંમર, કેળવણી, સંસ્કાર, સ્વભાવ શરીરનું બંધારણ, મા બાપ, આર્થિક સ્થિતિ વગેરે વગેરે વિચારવાનું હોય છે. વરકન્યા પોતાની પસંદગી કરે અને એમાં ખાસ બહુ મહત્ત્વનો વાંધો ન હોય તો મા બાપોએ સંમતિ આપવી જ. માબાપોનો વાંધો મહત્ત્વનો હોય અને તેમની સંમતિ ન મળે તો વરકન્યાએ જરા થંભી જવું અને આ પસંદગી આવેશમાં, ઉતાવળમાં અને વગર વિચારે તો નથી જ થઇ તેની ખાતરી કરવા વખત લેવો. આ વચલા વખત દરમિયાન હળવા મળવાનું વા પત્રવ્યવહારનું કામ શિથિલ કરવું અને મુદ્દત દરમિયાન નિશ્ચય કાયમ રહે અને માબાપની સંમતિ મળી જાય તો માબાપના આશીર્વાદ મેળવી સંબંધ પાકો કરવો. વરની કમાણી ઉપર જ જીવનનિર્વાહ કરવાની, સાદાઇથી રહેવાની, એક બીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ દૃષ્ટિ રાખી જીવન ગાળવાની, કુટુંબીજનો સાથે મીઠો સંબંધ સાચવી રાખવાની, સંયુક્ત કુટુંબની જવાબદારીઓ આનંદથી અને હોંસથી ઉઠાવી લેવાની, જુદા પડતા સ્વભાવનાં સાસુ સસરા સાથે મેળપાડવાની, સાચું સુખ અને શાંતિ સંપમાં-જ છે અને જુદા પડવામાં દુઃખ છે એમ સમજવાની તૈયારી હોવી જોઈએ.

**લગ્ન જેવો પવિત્ર, શાશ્વત, દૃઢ, આવશ્યક, તથા સુખદ બીજો સંબંધ નથી, એમ વિચારી સુખદુઃખમાં સાથે રહેવાના દૃઢ નિશ્ચયથી વડીલોના આશીર્વાદ મેળવી સંબંધ જોડવો.**

આવા વિચાર કરતા મનોહરદાસ દુકાન તરફ વિદાય થયા. તેમના ગયા પછી શાન્તાબહેન ઘરનું કામકાજ પરવારી ગંગાબહેનના ઘર ભણી વિદાય થયાં.

દિવસ ૫ મો.

પરમાત્માની ગતિ ગહન છે. આજે રવિવારનો દિવસ હતો. ગંગાબહેનને ત્યાં નાની બહેનોને ગરબો શિખવવાનો આજે દિવસ હતો. પણ ગંગાબહેને તે બહેનોને તથા વૃદ્ધ બાઈઓ આજે વહેલાં આવેલાં હોવાથી તેમને પણ "સપ્તપદી" એ શું અને શા માટે તે સમજાવવા તે વિષય કાઢયો.

## સપ્તપદી.

કુમારિકા અવસ્થામાંથી ગૃહસ્થ આશ્રમમાં આવતા પહેલાં લગ્ન સમયે વરકન્યાની પરસ્પર સાત પ્રતિજ્ઞાઓ શાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે કહેવામાં આવે છે તેનું નામ **સપ્તપદી.**

ઘણે સ્થળે સગાંવહાલાં, સ્નેહીઓ અને ગૉર (ગુરુ) જેને ત્યાં લગ્ન પ્રસંગ હોય તેને ઘેર પાંચ અગર સાત દિવસ પહેલાં આવી જઈ લગ્નના કામમાં મહાલે છે. વડીલો તથા વૃદ્ધોની ફરજ એ છે જે વરરાજાને તથા પરણનારી કન્યાને આ સપ્તપદીના ભાવાર્થ તથા લગ્ન એ શું વસ્તુ છે, તેની કેટલી મહત્તા છે તે સમજાવવું જોઈએ. પણ આ પ્રથા આપણા સમાજમાંથી

નષ્ટ થઇ ગઈ છે. કોઈ સ્થળે તો સપ્તપદીની પ્રતિજ્ઞાઓ વરકન્યા કરતાં જ નથી; કેટલેક સ્થળે બન્ને ( વર તથા કન્યા ) ની વતી ગોર મહારાજ એ સપ્તપદી બોલી જાય છે; ત્યારે વળી બીજે કોઈ સ્થળે ગોર મહારાજ પોતે સંસ્કૃતમાં સપ્તપદી બોલી જઇ કાર્ય આગળ ધપાવ્યે જાય છે.

આવા ગોર મહારાજો કૃપા કરી સમજે અને પોતે તે પ્રતિજ્ઞાઓ ન વાંચી જતાં લગ્નના દિવસ પહેલાં પોતાના યજમાનના પુત્ર તથા યજમાનની પુત્રીને તે સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કેવી રીતની છે તે ભણાવે, સમજાવે.

સર્વ કોઈને આ સપ્તપદી જાણવી આવશ્યક છે તે માટે તે સપ્તપદી સરળ ગુજરાતી ભાષામાં નીચે આપવા પ્રયત્ન કર્યો છે.

કન્યાદાન આપતી વખતે જળનો સંકલ્પ અથવા વાણી સંકલ્પ થવાથી પતિ કહેવાની યોગ્યતા થતી નથી; પરંતુ સપ્તાચલ ( સપ્તપદી ) નું પૂજન થયેથી જ પતિપણું સિદ્ધ થાય છે.

---

ૐ

## લગ્ન સમયે વરકન્યાની સાત પ્રતિજ્ઞાઓ:—

### વરરાજા લગ્ન સમયે પહેલી પ્રતિજ્ઞા કરે છે:—

છે ધર્મપત્ની નરનું અરધાંગ જાણ્યું,
અર્ધાંગ અર્પ્યું તુજને મનથી પ્રમાણ્યું;
તેથી સદા હૃદયમાં શુભ પ્રેમ ધારી,
રક્ષા કરું અરધ અંગ ગણી તુ નારી. ૧

**તેના જવાબમાં નવવધૂ કહે છેઃ—**

જ્યાં જ્યાં જશો પ્રભુ તહાં તમ સાથ આવું,
છાયા રૂપે અનુસરી પતિની કહાવું;
હો દુઃખ કે સુખ જરી મનમાં ન લાવું,
સેવા વિષે રહી સદા પતિ ગુણ ગાવું. ૧

**વરરાજાની બીજી પ્રતિજ્ઞાઃ—**

પાળે કુટુંબ નહિં કલેશ જરા કરે તું,
વૃદ્ધો તણાં વચન નિત્ય શિરે ધરે તું;
કર્ત્તવ્ય તારું મનમાં સમજે સદા તું,
પાળું તદા પ્રણયથી તુજને અરે હું. ૨

**નવવધની બીજી પ્રતિજ્ઞાઃ—**

પાળું કુટુંબ નહિં દ્રોહ ધરું જરાયે,
સેવા કરું વડીલની વિધિથી સદાયે;
ઈચ્છ્યું મળે નવ મળે રહું હર્ષ માંહે,
સ્વામી તણી થઈ રહું મન વાણી કાયે. ૨

**વરરાજાની ત્રીજી પ્રતિજ્ઞાઃ—**

જો તું રહે નિત પતિવ્રત પાળનારી,
સંસાર કાર્ય અરધું તું ઉઠાવનારી;
વાણી મૃદુથી તન તાપ શમાવનારી,
પાળું ગણી અધિક પ્રાણથી પ્રિય નારી. ૩

**નવવધૂની ત્રીજી પ્રતિજ્ઞાઃ—**

ભક્તિ કરું પ્રભુ ગણી પતિ હું તમારી,
સ્વામી તણા ચરણમાં રહું ભાવ ધારી;

વાણી વદું કટુ કદા નહિં દુભનારી,
ભાખું સદા મધુર વાક્ય વિનોદકારી. ૩

**વરરાજાની ચોથી પ્રતિજ્ઞાઃ—**

આજ્ઞા ધરી શિર પરે સહુ સુખ દેતી,
સંસાર કાર્ય સુખ દુઃખ વિભાગ લેતી;
એવી કુલીન પ્રમદા પર રાખી પ્રીતિ,
પાળું સદા હું ધરી સજ્જન કેરી રીતિ. ૪

**નવવધૂની ચોથી પ્રતિજ્ઞાઃ—**

સ્વામી તણાં સુખ વિષે રહું પૂર્ણ સુખી,
થાઓ કદિ દુઃખી તમો થઉં હુંય દુઃખી;
એ રીત નિત્ય સુખ દુઃખ વિભાગી થાઉં,
આજ્ઞા તમારી સઘળી શિરથી ઉઠાવું. ૪

**વરરાજાની પાંચમી પ્રતિજ્ઞાઃ—**

શાસ્ત્રોનું શાસન યદા કહું પાળનારી,
થઈ ધર્મ પત્ની પતિના પગ સેવનારી;
સંસાર વારિનિધિ પાર ઉતારનારી,
છે ધન્ય જન્મ મુજ જો મળી ધર્મ નારી. ૫

**નવવધૂની પાંચમી પ્રતિજ્ઞાઃ—**

થઈ સ્નાનથી ઋતુ થકી અતિ શુદ્ધ દેહે,
ક્રીડા કરું નિજ પતિ થકી નિત્ય ગેહે;
ચક્ષુ તથા મન થકી ન ગણું બીજાને,
માનું બીજા પુરુષ ભ્રાત પિતા સમાને. ૫

**વરરાજાની છઠ્ઠી પ્રતિજ્ઞા:—**

હું યે નહિં ઠગું તને કદિ કોઈ કાળે,
સાક્ષી કર્યા જગપતિ અતિ ચાહું ચિત્તે;
પાળીશ અંગ ગણીને તુજને હું પ્રીતે,
તે ધર્મ પત્ની સમજે નિજ ધર્મ નિત્યે. ૬

**નવવધૂની છઠ્ઠી પ્રતિજ્ઞા:—**

વાણી શરીર મનથી ઠગું ના પતિને,
સાક્ષી કર્યા વચનના કમળાપતિને;
સાથે વસીશ જગમાં સુખથી સુપ્રીતે,
ના ક્લેશ થાય કદિ વર્તિશ તેવી રીતે. ૬

**વરરાજાની સાતમી પ્રતિજ્ઞા:—**

સંસાર કાર્ય સઘળાં દઈને સુધારી,
ધર્માર્થકામ વિષયે બનું સ્હાય કારી;
આ લોકમાંહિ સુર લોક બનાવનારી,
મુક્તિ તદા સહજ દંપતિની થનારી. ૭

**નવવધૂની સાતમી પ્રતિજ્ઞા:—**

વહેલી ઉઠી પતિ થકી ગૃહ કાર્ય ત્યાગી,
યજ્ઞાદિ કાર્ય કરવા થાઉં અર્ધભાગી;
ધર્માર્થકામ સમયે રહું નિત્ય સાથે,
સર્વસ્વમેવ અરપ્યું નિજ નાથ હાથે. ૭

( શ્રી વિવાહચંદ્રિકા વરવધૂ લૌકિક ગાથા )

આમાંથી નાની બહેનોને તેમની યોગ્યતા પ્રમાણે બે પ્રતિજ્ઞાઓનો પાઠ આપી વિદાય કર્યાં. અને આધેડ બાઈઓને સાતે પ્રતિજ્ઞાઓ રહસ્ય સહિત સમજાવી. પરમાત્માની જય બોલાવી આજનો પ્રસંગ પૂરો કર્યો. નાની બહેનોને શાળામાં ત્રણ રજાઓ હોવાથી બીજા ત્રણે દિવસે તે સઘળી બહેનો પણ ગંગાબહેનની પાસે કંઈક સાંભળવા, ભણવા આવવાનાં હતાં.

---

## દિવસ ૬ ઠ્ઠો

સમય પ્રમાણે સર્વે નાની મોટી બહેનો આવી ગયાં; અને નાની બહેનોની માગણીથી સપ્તપદીની બીજી બે પ્રતિજ્ઞાઓ ગંગાબહેને તેમને વાંચતાં શિખવાડી તથા અર્થ સહિત સમજાવી. અને જવાની રજા આપી. તેમાંથી નિર્મળા નામની એક ગુણિયલ બહેને બધાંની વતી વિનંતિ કરી કે જો તમારી આજ્ઞા હોય તો અમે બધાં તમારા સત્સંગમાં બેસીએ.

ગંગાબહેનથી તેમની માગણી તરછોડાઇ નહીં. તેમને બેસવાની રજા મળી તેથી તે બધાંને બહુ આનંદ થયો.

ગંગાબહેને સર્વેને અનુકૂળ આવે એવો "કુમારિકાઓના ધર્મ" વિષે નીચે પ્રમાણેનો પ્રસંગ કહેવા માંડયો:—

## કુમારિકાઓના ધર્મ.

કુમારિકાઓએ પોતાને જન્મ આપનાર તથા ઘણા કષ્ટે પાળીપોષી ઉછેરી મોટાં કરી વિદ્યા, વિવેક, વિચાર અને વ્યવહારિક જ્ઞાનનું શિક્ષણ આપી, નિરંતર ભલું ઈચ્છનાર માતા–પિતા વિષે ઘણા પ્રેમથી પૂજ્યભાવ રાખી, ક્યારે પણ તેમની આજ્ઞા ભંગ ન કરતાં, પોતાનાથી બનતી સેવા કરવી.

તથા તેમને પોતાના કામ–કાજ અને વર્તનથી સંતોષ આપવો; પણ તેઓ દૂભાય તેવું કદાપિ કરવું નહીં. નિત્ય પ્રાતઃકાલ થતા પહેલાં ઊઠવું; અને આંખો તથા મોઢું ધોઈ, ઝાડે જંગલ જઈ આવી દાતણ કરીને નહાવું. ટાઢની ઋતુમાં પણ કોઇ દિવસ ના'વામાં આળસ કરવું નહિ.

## સ્નાન વિધિ.

પ્રથમ વાસણમાં પોતાને જોઈતું ટાઢું–ઉનું પાણી લઇ, બે હાથ જોડી નીચેનો મંત્ર બોલવોઃ--

" ગંગે ચ યમુને ચૈવ, ગોદાવરિ સરસ્વતિ;
નર્મદે સિંધુ કાવેરિ, જલેઽસ્મિન્ સન્નિધિં કુરુ. "

ઉપરનો મંત્ર બોલી તે ના'વાના જલમાં તીર્થોનું આવાહન કરી, નમસ્કાર કરી આચમન કરવું. પછી પૂર્વ દિશા ભણી પોતાનું મુખ રહે તેમ બેસી ગંગા, યમુના, સરસ્વતી અને નર્મદા આદિ તીર્થોમાં નહાઇ પવિત્ર થાઉં છું એવી ભાવના મનમાં રાખીને નહાવું.

કેશ જૂઓ પડે એવા મેલા નહિ રાખતાં નિત્ય ઓળી-ચોળી સ્વચ્છ રાખવા. લૂગડાં મેલાં તથા પરસેવાથી ગંધાતાં નહિ રાખતાં ચોકખાં રાખવાં. પ્રતિદિન નહાયા પછી સૂર્યનારાયણને, ઘરમાં અગ્નિ હોય તો અગ્નિનારાયણને અને દેવ હોય તો દેવને પ્રણામ કરી, માતાપિતાને, ઘરમાં બીજા કોઇ વૃદ્ધ હોય તો તેમને, અને મોટાં ભાઈ ભોજાઈ અને મોટી બેનને પ્રણામ કરવા. પોતાને ઘેર માતા પિતાના પૂજ્ય ગુરુ કે કોઇ પવિત્ર સંત સાધુ અથવા બ્રાહ્મણ આવે તો તેમને પણ પ્રણામ

કરવો. તે પછી પોતાની માતાને પૂછી ઘરમાં પૂંજો કાઢવાનું, વાસણ માંજવાનું, દાળ–ચોખા વીણવાનું, લોટ ચાળવાનું કે પાણી ગાળવાનું, જે જે ઘરનાં અગત્યનાં કામ પોતાનાથી બને એવાં હોય તે સાવધાનીથી કરવાં. અને જે કામ પોતાને ન આવડતું હોય તે કામ શિખવાનો ઉત્સાહ રાખી બતાવ્યા પ્રમાણે ચિત્ત રાખીને કરવું. રસોઈનું કામ પણ થોડું થોડું પોતાની માતાની અથવા રસોઇ કરનારની પાસે બેસી ઉત્સાહ રાખી શિખતાં રહેવું. અને પોતાને આવડેલું રસોઈનું કામ કરવાનો જ્યારે પ્રસંગ આવે ત્યારે ધીરે રહી સાવચેતી રાખી, પહેરેલું લુગડું સંકોરી, શરીરે દઝાય નહિ અને રાંધવાની વસ્તુ દાઝી કે બળી જાય નહિ તેમજ તે કાચી કે પાણીપોચી રહે નહિ તથા તેમાં મીઠું, મરચું, હળદર આદિ મશાલો જોઇતો જ પડે પણ વધુ ઓછો પડે નહિ, એમ લક્ષ રાખીને રસોઈનું કામ કરવું. જેમાં પોતાને સમજણ ન પડે, તેમાં આગવું ડહાપણ ન કરતાં પોતાની મા કે કોઇ વડિલને પૂછીને કરવું.

જે બાળકીઓ નાનપણમાં આળસુ થઈ ઘરના કામકાજમાં ને રસોઇના કામમાં અણશિખાઉ રહે છે તે મોટપણમાં બહુ દુઃખી થાય છે; અને જેઓ તે કામમાં કુશળ હોય છે તે સૌને વહાલાં થઈ માન પામે છે. ડાહી કન્યાઓએ રીસાળ કે શેતડ સ્વભાવ રાખવો નહિ. જમવામાં ભૂખ જેટલું જમવું; પણ સ્વાદિષ્ટ પદાર્થો હોય ત્યારે બહુ ખવાય અને સ્વાદ વિનાના હોય ત્યારે ભૂખ્યાં રહેવાય એવી કુટેવ રાખવી નહિ. પોતાના ઘરમાં જે રંધાયું હોય તે જ નિરાંતે બેસી ભૂખ પ્રમાણે જમવું. પણ

તે પછી આખો દિવસ જે હોય તે કાચું કોરું બુકવાની ટેવ ન રાખવી. કેમકે તેથી શરીર બગડે છે. બહુ ખાટા, બહુ ઊના, બહુ તીખા, બહુ ગરમ અને ન પચે એવા પદાર્થો ખાવા નહિ. કારણ કે તેથી અજીર્ણ, ઉધરસ, તાવ, સળેખમ, ખસ, આંખો આવવી કે માથું દુઃખવું ઇત્યાદિ રોગો થવાથી દુઃખી થવું પડે છે. સારું સારું ખાવાની, લાલચુપણાની, ઘરમાંથી છાનુમાનું ચોરી ખાવાની, કે એકલું ખાવાની કુટેવો પણ રાખવી નહિ. માતા–પિતા જે કાંઇ ખાવા–પિવાની કે પહેરવાની વસ્તુ પ્રેમથી આપે તેમાં ઓછું વધતું માનીને રીસાવું નહિ. ઘરના માણસો જમી રહ્યા પછી એઠું અબોટ કાઢવાના કામમાં પણ પોતાની માતાને બને તેટલી મદદ આપવી.

કુમારિકાઓએ કોઇ સદાચરણી, શાંત અને ધર્મિષ્ઠ સ્ત્રીશિક્ષક અથવા તેવા જ કોઇ વૃદ્ધ પુરુષ શિક્ષક પાસેથી દેશભાષાનું અને બની શકે તો રાજભાષાનું ઉપયોગ જેટલું જ્ઞાન અવશ્ય મેળવવું; અને તેની સાથે ભરવાની, સીવવાની, ગુંથવાની અને ચિત્રની કળાઓ પણ શિખવી જોઇએ. તેમજ આરોગ્યના (શરીર નીરોગી રાખવાના) નિયમો પણ સારી પેઠે જાણવા જોઈએ. એ રીતે કુમારિકાઓએ વિદ્યા કળાઓના જ્ઞાન સાથે સાધારણ ધર્મ–નીતિનું જ્ઞાન પણ અવશ્ય મેળવવાનું છે. પોતાનો અને પારકો સૌનો જીવ સરખો જાણી કોઈ નાના મોટા પ્રાણીને દુઃખ દેવું કે મારવું નહિ. જેવું દીઠું કે સાંભળ્યું હોય તેવું જ વધઘટ કર્યા વિના સાચું બોલવું. વિના ખપે બહુ બોલવાની, તોછડા કે ભૂંડા શબ્દો બોલવાની, બહુ ઘાંટા કાઢી કે

છણકા—છણકોટા કરી બોલવાની અને ચાડી ખાવાની ટેવ રાખવી નહિ; પણ ખપ જેટલું જ નરમાશથી મીઠી વાણીમાં બોલવાની ટેવ પાડવી. હલકી વસ્તુની પણ ચોરી કરવી નહિ. નિરંતર પવિત્ર રહેવું. જ્યાં ખેલ—તમાસા કે ભવાઈ થતી હોય તથા જ્યાં છોકરાઓ રમતા—ગાતા કે હસતા—બોલતા હોય ત્યાં જવું બેસવું કે ઉભાં પણ રહેવું નહિ. નદી તળાવ કે વાવ—કૂવા પર એકલાં જવું નહિ; અને જવું પડે તો શરીર સંભાળવાનું ભૂલવું નહિ. પોતાના જેવડી જે બાળાઓ હોય તેમની સાથે બેસવું રમવું ભણવું કે ગાવું; **પણ તેવો પ્રસંગ છોકરાઓ સાથે પાડવો નહિ.**

જે કન્યા ઉંચા કુળની, ઉંચી જાતની, તેમાં પણ ડાહી, શાંત સ્વભાવની, સારા ગુણવાળી સારી આવડવાળી, સારી સમજણવાળી, અને સારી ચાલની હોય તેની સાથેજ સંગ કરવો તથા બેહેનપણું બાંધવું; પણ જે નીચી જાતની, ઉદ્ધત, ઉછાંછળી, વઢકારી, આળસુ, નિર્લજ્જ, દુરાચારી અને દુર્ગુણી હોય તેનો સંગ કે બેહેનપણું રાખવું નહિ. કુમારિકાઓને કરવા યોગ્ય જે જે વ્રતો ગૌરી પુજા (ગોરો), ગાયવ્રત, તુલસીવ્રત, રવિવાર કે સોમવારનું વ્રત તથા શિવપાર્વતીનું વ્રત હોય તેને પોતાના દેશાચાર કે કુલાચાર પ્રમાણે, માતા પિતા તથા ઘરના કોઇ વડિલની આજ્ઞા લઈને કરવાં. ગોરોના દિવસોમાં કેટલીક અણસમજુ છોડીઓ ભેગી થઈ, નિર્લજ્જપણે ન બોલાય એવા ભૂંડા શબ્દો બોલે છે, કૂટે છે, અને ફટાણાં ગાય છે. તેમના આવાં નીચ કૃત્યથી તેમના ગોરોના વ્રતના પુણ્ય કરતાં પાપ બહુ વધી જાય છે. અને ગૌરીમાતા પણ તે પાપી અને દુષ્ટ કન્યાઓ

પર બહુ કોપ કરી, તેમના પાપકર્મનું ફળ આપી તેમને બહુ દુઃખી કરે છે.

માટે ગૌરોના તથા કોઈ વ્રત ઉપવાસના દિવસોમાં તો ટાઢા પાણીએ નહાવું, એક વખત ખાવું, પથારીએ સૂવું, સાચું બોલવું, ને નિયમ પ્રમાણે સાંજસવાર પવિત્ર થઈ વ્રતના દેવનું પૂજન કરવું, તથા પોતાની સારા આચરણવાળી બેહેનપણીઓ સાથે શ્રી શંકર, શ્રી વિષ્ણુ, શ્રી સૂર્ય, શ્રી ગણપતિ તથા શ્રી લક્ષ્મી, શ્રી સરસ્વતી અને શ્રી પાર્વતીજીની સ્તુતિનાં અથવા પવિત્ર સતીઓનાં ચરિત્રોની ગરબીઓ કે કીર્તનો ગાવાં. કિંવા સારાં ધર્મનીતિનાં પુસ્તકો વાંચવાં.

પહેરવા ઓઢવામાં બહુ સાદાઇ રાખવી; પણ સારાં સારાં ઘરેણાં કે નવ નવાં લુગડાં પહેરવાનું મન ન કરવું કારણ કે તમે જેવાં તમારા સારા ગુણ અને ડહાપણથી શોભશો, તેવાં સારાં ઘરેણાં તથા લુગડાં પહેરવાથી નહિ શોભો માટે બેહેનો! જો સુખી થવું હોય તો જ્યાં ત્યાંથી સારા ગુણ અને શાણપણ શિખજો. આ ધર્મો નાની બહેનોને સમજાવી આજનો પ્રસંગ પરમાત્માની તથા સદ્‌ગુરુ દેવની જય બોલાવી પૂરો કર્યો.

## દિવસ સાતમો.

બીજે દિવસે સર્વ મંડળી ભરાઈ. ગંગાબહેન પરમાત્માની જય બોલાવી, બોલ્યાં. બહેનો! ઘણી જગાએ ભણેલી બેહેનો પણ ભણ્યા પછી તે પ્રમાણે વર્તતી નથી અને તેથી વિદ્યા વગોવાય છે. આજે હું એક વિચિત્ર હિંદુ સંસારનું "હિંદુ સંસાર ચિત્ર" તમને વર્ણવી બતાવું છું. અને તેવું આપણાથી ન થાય તે માટે સાવધાન રહેવું.

મનહર છંદ.

સાંભળો સહિયર તમે, ટુંકી ટચ વાત કહું
આપણા ઉદય કેરી, હૈડે લખી રાખજો.
" સંસાર સુધર્યા વિના, દેશની જાહોજલાલી,
હવામાં કિલ્લા બાંધવા, એવું તમે માનજો.
શેખસલ્લીના વિચારો, પાણી વિના ઝાડ ઉગે,
કાગળ હોડીથી લેવો, સમુદ્રનો પાર જો."
ચાલો હવે તેડી જાઉં, આપને ફરીથી ઘેર,
ખુશીથી જુવોને રુવો, હિંદુનો સંસાર શો ! ! ૧
જઇએ હિંદુ ઘર પહેલાં, ત્યાં ખૂણામાં ખડકેલા,
લુગડાના ડૂચા મેલા, સાવરણી સાથમાં;
આંગણામાં એંઠવાડ, વાસણ એંઠાં પડેલાં,
ઘર કારભાર હોય, ફૂવડના હાથમાં.
ગંદે લુગડે વીંટેલ, આંખો ચીપડે ભરેલ,
જાણે વેષ ભુંડણનો, આવ્યો શરુઆતમાં;
" મારા પીટયા, મારા રોયા " ગાળો ભાંડતી વઢતી,
છોકરાંને માર મારે, ઊઠીને પ્રભાતમાં. ૨
મરડતી આળસને, ચોળતી ચોળતી આંખો,
ઉં....હું કરી માંડમાંડ, આઠ વાગે ઉઠતી;
દાતણ કર્યું ન કર્યું, ખુણામાંથી ઝાડુ લઈ,
ઘરનો બહાર ભાગ, ઝટપટ વાળતી.
ન્હાવું ધોવું પ્રભુ ધરે, ડોકે હોય મેલ ટીંબા,
ઝટીયાં હવામાં ઉડે, જાણે હોય સૂઘરી;

લાખો લીખો લૂગડામાં, જુઓને જમાવ પૂરો,
આ તો નવા હિંદ તણી, સુંદરી કે વાંદરી ? ૩
સૌની પહેલાં ઊઠતાં જ, ભૂખની આરસ જાણે,
આચર કુચર કંઈ, ઓઝરામાં ઓરતી;
વાસી કે ઉઘાડું હોય, તો'ય પાણી ગળ્યા વિના,
ગોળા હાંડા ધોયા વિના, આંખ મીંચી રેડતી.
ઢમઢોલ માંહી પોલ, એવું ઠીકાઠીક કરી,
રાતનાં વાસણ એંઠાં, ઉપરથી માંજતી;
ઘરમાંથી છાનામાના, દાણા કે લૂગડાં દઇ,
પર નાત કોઈ પાસે, પાણીડાં ભરાવતી. ૪
ધંટીને કરાવે પોષો, પાડોશીને ઘેર જઇ,
આગી ભીખી લોટ લાવી, રસોડામાં ગરતી;
મસળ્યા કે ટુંપ્યા વિના, રોટલાનો લુવો કરે,
કપાળેથી એંઠે હાથે, પરસેવો લુછતી.
દાળ પાણી નોખાં હોય, ને ભમરા રોટલામાં,
શાકમાં ને પોતાનામાં, મીઠાની તો તાણ છે;
ચવડી રોટલી કરે, તાણી તોય તૂટે નહિં;
એક કોર હસવું ને, એક કોર હાણ છે. ૫
બપોરે નવરી થઈ, પારકી કુથલી લઈ,
સરખે સરખી મળી, ગામ ગપ્પાં મારતી;
કાં તો આળસુની પેઠે, ઘોર ઉંઘે ઉંઘણસી,
કાં તો સાસુ નણંદનાં, વાંકાં ચૂંકાં બોલની.

મીઠું મરચું ભેરવી, સાચા ખોટા કાન ફૂંકી,
કોઈ અને કોઈ સાથે, અડીંગાં લગાવતી;
ગણાવે કરેલાં કામ, કાં તો આપ શેખી કરે,
કાં તો મા'રે તારે ઘેર, નકામી ભટકતી. ૬
થાકયો પાકયો ઘેર આવે, ધણી રાતે મોડા મોડા,
ત્યારે મોઢું ચડાવીને, ઘર ખૂણે બેસતી;
બોલવાનું બા'નું કાઢી, માગે પાણી તણો પ્યાલો,
ત્યારે કૂતરીની પેઠે, ઘુરકીને ઉઠતી.
" મારે મે'ણાં, તમારી મા, વિસામો ન લેવા દે છે,
તમે તો છો માવડીઆ ", એમ ઘાંટા પાડતી;
કાં તો નવાં લૂગડાં કે, ઘરેણાંના ઘાટ માટે,
ધણી પાસે રાત દિન, ધતીંગ ચલાવતી. ૭
બેનપણી મારી સહુ, લૂગડાં ઘરેણાં પે'રી,
પાણી ભરવાને સારુ, રૂમઝુમ જાય છે;
મારા તો કરમમાં ન, સાડલાનો ચુંથો સારો,
બ્હાર જાઉં ત્યારે બહુ, લાજીને મરાય છે.
આ ઘરમાં પગ મૂકી, સુખ તો દીઠું જ નહિં,
ભોગ ! આ'વા ભૂખ સાથે, પાનું પડયું રોજનું;
બળ્યું ઘર ! બળી હું ! ને, બળ્યો, અવતાર આ'વો,
આથી મોત મીઠું જેથી, દેખવું ન દાઝવું. ૮
ભોજન સમયે ધણી, થાકયો પાકયો ઘેર આવે,
" હાશ " કરી બેસી કહે, " ચાલને પીરસને ";

તરત તડુકી ઉઠે " તમારે રોજનું થયું,
હું તો દરશન માટે, જાઉં છું મંદિરિયે.
જાવું મંદિરે હું જ્યારે, આવવું તમારે ત્યારે,
મંદિરને જમવાનું, ટાંકણું સંધાય છે;
હાથે લઇ ખાઈ લેજો, છો નહિ મહેમાન તમે,
તમારા સારું શું કાંઇ, દર્શન મૂકાય છે?. ૯
નાની વહુ ઘેર આવે, સાસુજી માંચીએ ચઢે,
જાણે પોતે ગામ ડાહી, એવો ફાંકો રાખતી;
વહુને હલકી ગણી, ઘરતણી ચાકરડી,
હાંકલ મારીને કંઇ, હુકમ ચલાવતી.
પડી ખામી કામમાં કે, જરા વાર લાગે ત્યાં તો,
ન કે'વાનું કહી દઇ, ઘણી ધમકાવતી;
વહુ તણાં વાંકાં બોલી, દીકરાના કાન ફૂંકી,
પારકી જણીનાં અરે ! હાડકાં ભંગાવતી. ૧૦
બેનપણી ભેગી મળી, ફલાણી ઢીંકણી આવી,
એમાં મારી તારી વાત, હોંશથી કરાય છે;
" તારી સાસુ આમ કહે, વગોવે નણંદ તને, "
એમ ખોટા સાંધા કરી, કાન ભંભેરાય છે.
કાચા કાન વાળી વહુ, કાંઇ પૂછયા ગાછયા વિના,
બબડી બરાડા પાડે, સાસુથી રીસાય છે;
કુસંસ્કારી ! હિંદુઓને, ઘેર ઘેર રાત દિન,
આવી સાસુ વહુ વચ્ચે, લડાઈ લડાય છે. ૧૧

પાણી પીવું હોય કાં તો, રખડવા જવું હોય,
તોય ટીંપણા વાળાને, બ્હારથી બોલાવતી;
"મારે ને મારી સાસુને બારમો ચંદરમા છે,
હાય! મારી આંખ આજ, જમણી ફરકતી;
મા'રાજ હવે કરું શું ! મારા ગ્રહ કેવા ચાલે?"
એમ કહી હાથ ઝટ, જમણો બતાવતી;
માવડીયો મારો ધણી, ક્યારે મને વશ થાય !
તેથી દોરા ધાગા એવાં, કામણ કરાવતી. ૧૨
જાણે નહિં શરીરને, ચોખ્ખાઇ જાળવવાનું,
કાચું કોરું છોકરાંના, ઓઝરામાં ખોસતી:
"હાય ! મારો છૈયો આજ, ખાતો નથી, માંદો પડયો,
કારમી નજર પડી, એવા વ્હેમ લાવતી.
મેલો પડછાયો પડ્યો, વળગી ડાકણ કાં તો?"
જતિ, સૈ'દ, બ્રાહ્મણ કે, ભુવાને બોલાવતી;
કાંતો કરે ઉપવાસ, બબ્બે દિન એક ટાંણા,
વળી કાંતો એકાંતરા, ગોરણી જમાડતી. ૧૩

---

આ ઘરનું વર્ણન બધાંને વાંચી સંભળાવ્યું. ગંગાબહેનની કૃપાથી જે બહેનો તથા બાઇઓને ગૃહસ્થાશ્રમ અને પતિ પત્નીનો સંબંધ કેવો હોવો જોઈએ તેની સમજ પડી હતી અને જેઓ તે પ્રમાણે આચરણ કરતાં હતાં તેમને તો દુઃખ થયું. પરમાત્માને પ્રાર્થના કરવા લાગ્યાં, હે દયાળુ, અમારા દેશ ઉપર કૃપા કરી અમ અભણ અને મૂર્ખ સ્ત્રી જાતિના હૃદયમાં જ્ઞાનદીપક પ્રગટાવો.

અને ગંગાબહેન જેવાં વિદુષી બહેનનો સંગ પ્રાપ્ત કરાવો. પછી પતિને જમાડયા સિવાય મંદિરમાં દર્શન કરવા જનારી તથા જોશીને હાથ બતાવનારી બાઈના સંબંધમાં વાતો કરતાં બેઠાં છે.

"અહો! એ ભાયડે કેટલાં બધાં પાપ કર્યાં હશે કે એને આ કર્કશા મળી! પોતાના પતિને ગુલામ જ દેખે છે અને જેમ મીઠું મરચું લઈ આવવા એક નોકર રાખ્યો હોય તેવો તેને લેખે છે. અરેરે! મુવા પછી આ બિચારી બાઈની શી ગતિ થશે?"

આ વાત સાંભળી એમના સત્સંગમાં આજે જ નવાં આવેલાં અને મંદિરપ્રેમી પરસનબહેન નામની બાઇએ પ્રશ્ન કર્યો કે શું ભગવાનનાં દર્શન કરવા ન જાય ત્યારે? ભાયડાઓ તો રખડતા રખડતા ગમે ત્યારે ઘેર આવે. તે આવે ત્યાં સુધી બાઈડીઓએ બેસી રહેવું? ભગવાનનાં દર્શન ન થાય તો, બા, અમારાથી તો ખવાય નહિં એવો અમારો નિયમ હોય છે. તો દર્શન કરીને પાછાં આવીએ ત્યાં સુધી બેસી રહે અને ઉતાવળ હોય તો હાથે લઇને ખાઈ લે, એમાં વાંધો શો?

અને ભાયડો માવડિયો થઇ ગયો હોય તો દોરા, મંત્ર વગેરે કરી તેને વશ કરવામાં કંઈ દોષ છે?

પરસનબહેનનાં આ વાક્યો સાંભળી સઘળાં સાંભળનારને જાણે વજ્ર પડયું હોય તેવો આઘાત થયો.

ગંગાબહેને મીઠા શબ્દોથી કહ્યું, પરસનબહેન, તમારાં વચનો યથાર્થ નથી. જો કે તમને તે રીત બહુ સારી લાગતી

હશે પણ આજે સમય બહુ થઈ ગયો છે તેથી આ પ્રસંગ વિષે આપણે આવતી કાલે વાતો અને વિચાર કરીશું. માટે જરૂર કાલે અહિં આવજો.

શ્રી કૃષ્ણચંદ્ર દેવકી જય, શ્રી કૃષ્ણકનૈયા લાલકી જય બોલાવી. પછી બધાં પોતપોતાને ઘેર ગયાં.

દિવસ ૮ મો.

સમય થતાં બધી બહેનો વખતસર ગંગાબહેનને ત્યાં આવી શાન્તિથી બેસી ગયાં.

મંદિરે દર્શન કરવા જવાના સંબંધમાં આગલે દિવસે પરસનબહેને જે પ્રશ્ન પૂછ્યો હતો તેના ખુલાસામાં ગંગાબહેને નીચે પ્રમાણે કહેવા માંડયું.

ગંગા૦—પરસનબહેન, મંદિરે જવાનું કારણ શું ?

પરસન૦—પરમેશ્વરનાં દર્શન કરવા.

ગંગા૦—મંદિર સિવાય પરમેશ્વરનાં બીજે કોઇ સ્થળે દર્શન થઈ શકે કે નહિં ?

પરસન૦—અમારા ધર્મમાં તો અમે અમારા મંદિરમાં દર્શન ન કરીએ તો દર્શન ન થાય ત્યાં સુધી અમારાથી ખવાય નહિં.

ગંગા૦—બહેન, આપણે ઘેર આપણા તાકામાં અથવા ઝાંપીજીમાં ઠાકોરજી છે તેમની સેવા કરી, દર્શન કરીએ તો પછી મંદિરે, ભીડમાં દોટંદોટા કરવાનું કંઈ કારણ છે?

પરસન૦—બહેન એવું એટલું બધું મને આવડતું નથી. હું તો એટલું જ કહું કે દર્શન મંદિરે ન થાય તો ખવાય નહિં.

ગંગા૦—તો બહેન, મારી વાત સાંભળશો. જુવો તમો

વૈષ્ણવ મંદિરમાં જાવ તો વિષ્ણુ ભગવાનનાં, શ્રી કૃષ્ણનાં દર્શન થાય. ખરું ને?

આ નર્મદાબહેનને પણ એવો જ નિયમ છે. એ બહેન પંચમુખી મહાદેવનાં દર્શન ન કરે ત્યાં સુધી જમતાં જ નથી.

અને આ મંગળાકાકી તો બ્રહ્માજીની મૂર્તિનાં દર્શન ન કરે ત્યાં સુધી પોતે ગમે તેટલું ધ્યાન, દાન, પૂજન વગેરે કર્યું હોય છે છતાં તેમને શાંતિ વળતી જ નથી.

હવે, જુવો, બધી બહેનો સાંભળો. વૈષ્ણવના મંદિરમાં વિષ્ણુ ભગવાનનાં, શિવના દેવળમાં સદાશિવનાં અને બ્રહ્માજીના મંદિરમાં એકલા બ્રહ્મદેવનાં જ દર્શન થાય. પરંતુ પતિના શરીરમાં તો ત્રણે દેવ વસી રહેલા છે. જુવો

**पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिर्देवो महेश्वरः ।**

**पतिरेव परं ब्रह्म तस्मै श्रीपतये नमः ॥**

પતિ એજ બ્રહ્મા, પતિ એજ વિષ્ણુ અને પતિ એજ સદાશિવ છે. વળી પતિ તે સાક્ષાત્ પરબ્રહ્મ છે. એવા શ્રી પતિને નમસ્કાર.

આ શ્લોક બોલી રહ્યાં તે વખતે ગંગાબહેનની આંખોમાં જાણે સાક્ષાત્ પરમાત્માનાં દર્શન કરી તેમને નમસ્કાર કર્યા હોય તેવું તેજ પ્રકાશી રહ્યું.

પરસનબહેન તો તેમની શાંત અને તેજસ્વી મુખમુદ્રા સામું ટીકી ટીકીને જોઈ જ રહ્યાં.

ગંગાબહેન કહે છે બહેન તમે જે જે મંદિરમાં જાવ ત્યાં ત્યાં એક જ દેવનાં દર્શન થાય. પણ પતિદેવનું પૂજન

અને દર્શન કરવાથી ત્રણે દેવનાં દર્શન થાય છે. અને પતિ પ્રસન્ન થયા એટલે સર્વે દેવો પ્રસન્ન થાય જ.

બહેનો! તમને કોઇને આ ધર્મો સાંભળી એમ લાગતું હશે કે આપણને બધાંને પુરુષોને આધીન બનાવી દઈ કેવળ ગુલામડીઓ રાખવા માટે આવાં પુસ્તકો પુરુષો લખે છે. પણ વિચાર કરી જુઓ. આપણે સ્વતંત્ર છીએ કે આપણા ભાયડાઓ? સંસારરૂપી રથ એક પૈડાથી ક્યાંય ચાલ્યો જાણ્યો છે? એ તો બન્ને સરખાં પૈડાં હોય તોજ ચાલે. પુરુષ બહારથી કમાઈ લાવે અને સ્ત્રી તેનો વિવેકથી, કરકસરથી, ઘરમાં અવેર કરે. પુરુષોને બહારથી કમાઈ લાવતાં, નોકરી કરતા હોય તે શેઠના અનેક ઠપકા, અપમાન સહન કરવાં પડે છે. તેઓ મહા મુશીબતે ઉપરીનાં મન રાજી રાખી, ધન પ્રાપ્ત કરે છે. જો તે વ્યાપારી હોય તો પણ અનેક ગ્રાહકોનાં મન રીઝવવાં પડે, અનેક લહેણદારોનાં કટુ વચન સાંભળી તેમનાં મન મનાવવાં પડે છે. જમવા આવતાં વખત બેવખત થઈ જાય. આ બધું પુરુષો કોને માટે અને શા માટે સહન કરતા હશે? તેમની આ સેવા એ શું સ્ત્રીની સેવા નથી? આજકાલ મુંબઈ જેવા શહેરમાં, કેટલાએ પુરુષો, સવારના સાત વાગ્યાથી રાત્રે મોડા સુધી ધન કમાવવા માટે દોડધામ કરી રહેલા જોઈએ છીએ. બપોરે 'પેટાબા'ની સેવા કરવા પરાણે સમય પ્રાપ્ત કરી એકાદ કલાક ઘેર આવી શકે છે. અને કેટલાએ પુરુષો એક મજુર કરતાં પણ હલકું જીવન ગાળતા અને આવા દુઃખી જીવનથી

કંટાળી આપઘાત કરતા સાંભળીએ છીએ. એ બધું કોને માટે? શું એ સ્ત્રીઓની સેવા નથી? હવે આપણી બાજુ જોઇએઃ-

સ્ત્રીઓને તો પોતાના એક પતિદેવનું જ મનરંજન કરવાનું હોય છે. પતિએ બહારથી આણેલા ધનનો ત્રેવડથી વ્યય કરવાનો હોય છે. સ્ત્રીઓ તો ગૃહની રાણીઓ જ છે.

નોકરી કરનાર અગર વ્યાપારી પુરુષ, સ્ત્રીઓના મજુર જેવો જ છે. સ્ત્રી તો જાણે રાણી સાહેબ બેઠાં બેઠાં હુકમ કરતાં હોય તેમ ઘણે સ્થળે "હળદર લાવજો, ઘી લેતા આવજો, તેલ થઈ રહ્યું છે," એમ હુકમ કર્યે જાય છે. પણ પતિની પાસે તે લાવવા ધન છે કે નહિં તેની ભાગ્યે જ તપાસ કરે છે. પતિ તો જમીને બહાર ચાલ્યો જાય. પછી સ્ત્રી તેની મરજી પ્રમાણે જમીને આરામ લેવા ધારે તો તે લઈ, ત્યાર પછી બીજું કામ ફુરસદે કરી શકે છે. કહો ત્યારે, વધુ પરાધીન કોણ? આપણે કે પુરુષો? વળી

બહારથી થાકયો પાકયો, બળ્યો ઝળ્યો પુરુષ ઘેર આવે ત્યારે પ્રેમાળ પત્નીના મુખથી શાંતિભર્યા શબ્દો, આસન અને પીવા માટે જળનું ભરેલું પાત્ર પ્રાપ્ત કરી શકે તો તેના બધાય ક્લેશ, કંકાસ, થાક, અકળામણ, શાન્ત થઇ જાય. માટે

પતિ જ્યારે બહુ કામમાં ગુંથાયલા હોય ત્યારે તેમને બ્રહ્માજી માનો; શાંતિથી બેઠા હોય અથવા શયન કરી રહ્યા હોય ત્યારે તેમને વિષ્ણુ દેવ માનો; અને કદાચ ક્રોધાયમાન થાય ત્યારે તેમને સદાશિવરૂપ માનો. એ ક્રોધ કંઇ સદાય ટકતો નથી. પાછા પોતે શાન્ત વિષ્ણુરૂપ બની, બાળબચ્ચાં સર્વેને

પોતાની છાયામાં શાન્તિ આપે છે. માટે મનુ મહારાજ પણ આજ્ઞા કરે છે :—

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।**
**उपचर्यः स्त्रिया साध्व्या, सततं देववत्पतिः ॥**

સાધ્વી સ્ત્રીએ પતિ શીલ રહિત હોય, કામના વૃત્તિવાળો હોય અથવા ગુણરહિત હોય તો પણ તે પતિની સદા દેવતાની પેઠે પૂજા કરવી જોઇએ. ( અ૦ ૫. શ્લો. ૧૫૪ )

માતા અનસૂયા, સીતાજી પ્રતિ ( તુલસીકૃત રામાયણ અરણ્ય કાંડમાં ) કહે છેઃ—

**वृद्ध रोगबस जड धनहीना। अन्ध बधिर क्रोधी अतिदीना॥**
**ऐसेहु पतिकर किय अपमाना। नारि पाव यमपुर दुःख नाना॥**
**एकै धर्म एक व्रत नेमा। काय बचन मन पतिपद प्रेमा॥**
**मन बच कर्म पतिहि सेवकाई। तियहि न याहि सम आन उपाई॥**
**अस जिय जानि करहि पति सेवा। तापर सानुकूल सब देवा॥**
**आन धर्म नहि दूसर देवा। नारि धर्म केवल पति सेवा॥**

અર્થઃ—પતિ વૃદ્ધ, રોગી, બુદ્ધિહીન, નિર્ધન, અન્ધ, બહેરો, ક્રોધી, અથવા અતિ દરિદ્રી હોય તો પણ એવા પતિનું જો પત્ની અપમાન કરે તો મરણ પછી યમપુરીમાં અનેક પ્રકારનાં દુઃખો તે સ્ત્રીને સહન કરવાં પડે છે. સ્ત્રીઓને પતિ એજ ધર્મ, પતિ એજ વ્રત તથા નિયમ. કાયા, વચન અને મનવડે પતિ ઉપરજ નિરતિશય પ્રેમ રાખવો અને તેની જ સેવા કરવી. **આર્ય મહિલાને આના જેવો આ ભવ તરવાનો બીજો કોઇ ઉપાય છે જ નહિં.** (જપ, તપ, તીરથ, પુણ્ય, ભજન, દેવ–

દર્શન એ બધાયનું ફળ પતિની પ્રસન્નતાથી જ ઘેર બેઠાં પ્રાપ્ત થાય છે.)

આવું હૃદયમાં જાણીને જે સ્ત્રી પતિ સેવામાં પરાયણ (તત્પર) રહે છે તેના ઉપર સર્વે દેવો પ્રસન્ન રહે છે: **સ્ત્રીઓને માટે તો પતિ સેવા સિવાય બીજો ધર્મ પણ નથી અને બીજો દેવ પણ નથી.** પરસન બહેન! પતિ એ શું અને તેમની મરજી પ્રમાણે આપણે શા માટે વર્તવું તે કંઈક સમજાયું હશે? જુવો મહાભારતમાંથી એક પ્રસંગ કહું છું.

એક કૌશિક નામના તપસ્વી બ્રાહ્મણ હતા. વનમાં ગયા. ઘણું કઠણ તપ કર્યું. તેમના તપના પ્રભાવથી તે સિદ્ધ થઇ ગયા. જે ઝાડ નીચે તે તપ કરતા હતા તે ઝાડ ઉપર એક બગલી બેઠી હતી. તે પક્ષિણી (બગલી)એ તેમના ઉપર અધાર કરી. અને ઋષિએ તેના સામું ક્રોધ દ્રષ્ટિથી જોયું કે તરતજ તે ડાળી ઉપરથી તરફડતી ઋષિના ચરણો આગળ પડી ત્યાંજ બળીને ભસ્મ થઇ ગઈ.

આ ઋષિ પાસેના ગામમાં ભિક્ષા માગવા ગયા. એક બાઇએ ઋષિને "ઉભા રહો મહારાજ, આપું છું" કહી ઉભા રાખ્યા. ઘરમાં તે લોટ લેવા ગઈ. એટલામાં તેના પતિદેવ આવી પહોંચતાં તેમની સેવા—શુશ્રૂષા કરવામાં રોકાઈ ગઈ. કેટલાક સમય પછી પતિ સેવાથી નિવૃત્ત થઈ ત્યારે ઋષિજી યાદ આવ્યા. તેમને લોટ આપવા બહાર નીકળી. ઋષિએ તેના સામું ક્રોધ દ્રષ્ટિથી જોઇ, તેને બાળી મૂકવાની ઇચ્છા કરી. પણ તે બાઈના પતિવ્રતના પ્રભાવથી તેને લગારે દુઃખી કરી શકયા

નહિં. ઉલટું તે બાઈએ કહ્યું કે મહારાજ, હું કંઈ બગલી નથી કે મને બાળી શકો.

જંગલમાં બનેલી વાત આ બાઈ શહેરમાં શી રીતે જાણી ગઈ એ બાબતમાં ઋષિજીને આશ્ચર્ય થયું. તેને બહુ પૂછ પરછ કરી ત્યારે સમજાયું કે તે બાઈના પતિવ્રત ધર્મનોજ તે પ્રભાવ હતો.

માટે બહેનો ! આપણે માટે પતિ એજ પરમેશ્વર છે અને આવી રીતે પતિવ્રત પાળવાથી સ્ત્રી માત્ર પોતાનું કલ્યાણ કરી શકે છે; પતિનું કલ્યાણ સાધી શકે છે તથા તેમને કોઇ તપસ્વી, ઋષિ, મુનિ, કંઈ ઈજા પહોંચાડી શકતા નથી. પતિને વશ કરવાના ઉપાયો આવતી કાલે ઈશ્વર કૃપાથી જોઈશું. બોલો શ્રી કૃષ્ણ કનૈયા લાલકી જય.

## દિવસ ૯ મો.

સમય થતાં પરમાત્માની જય બોલાવી ગંગાબહેન બોલ્યાં:— આજે વિચાર કરીને જુવો. લગ્નની ચોરીમાં આપણે આપણો જમણો હાથ અગ્નિદેવ તથા વડિલોની હાજરીમાં આપણા પતિને અર્પણ કર્યો. એ જમણો હાથ બીજાને આપણાથી અપાય !

માંદાં હોઈએ છીએ ત્યારે વૈદરાજ પણ સ્ત્રીઓની નાડી ડાબા હાથની જુવે છે. આવા પવિત્ર બુદ્ધિના અને પિતા તુલ્ય વૈદ જ્યારે આપણા જમણા હાથે સ્પર્શ કરી શકતા નથી તો કોઇ રખડતો જોશી, અગર માગનાર બ્રાહ્મણ અથવા બંગડી વેચવાવાળા પરધર્મીને આપણો જમણો હાથ અપાયજ કેમ ?

આપણે સ્ત્રી જાતિ અભણ રહ્યાં. તેમને લુચ્ચા લોકો અનેક રીતે ઠગે છે. આપણા પુરુષો જમી પરવારી બહાર જાય

ત્યારે એવા ટેલિયાઓ મહોલ્લામાં કે ખડકીમાં પેસે છે.

"કોઈને છોકરો આપું, કોઈને વશ કરવાનો મંત્ર આપું, કોઈનો છોકરો માંદો હોય તો દોરો કરી આપું;" આવું આવું બોલી આપણને છેતરી અનીતિના ખાડામાં ઉતારી દે છે.જો એ લોકો બોલે છે તેવું કરી આપવાને શકિત-માન હોય તો ઘેર મહોલ્લામાં ભાયડા હોય ત્યારે કેમ નથી આવતા?

પુરુષ વર્ગ સામાન્ય રીતે કેળવાયલો રહ્યો તેથી એવા લોકોથી નહિ છેતરાય અને સ્ત્રીઓને પણ તેવાઓની પાસે જવા નહિં દે એ વાત તેઓ જાણતા હોવાથી સામાન્ય રીતે બાર વાગ્યા પછી મહોલ્લાઓમાં ભિક્ષા માગવાના નિમિત્તે આવે છે. અને આપણ સ્ત્રીઓની જ્યાં સુધી નીચે લખ્યા પ્રમાણેની સ્થિતિ રહેશે ત્યાં સુધી એ લોકોને તો ઘી કેળાં જ રહેવાનાં.

હરીગીત

છે આળસુ ને અભણ સ્ત્રીઓ, આજની આ દેશમાં,
અમુલખ જીવન છે તેમનું જાયે નિરંતર કલેશમાં;
દ્રષ્ટિ[1] કરો પાછળ જરા પ્રાચીનની[2] સ્ત્રીઓ ભણી,
સ્ત્રી ધર્મ વિદ્યા હુન્નરે કેવી હતી એ અગ્રણી[3]? ૧
ગાર્ગિ તણું શું જ્ઞાન, વાહ! સંવાદ[4] સરસ્વતીનો જુઓ,
બહાદૂર રાણકદેવડી ને, ઝાંસીની રાણી અહો!

૧. નજર ૨. જુના વખતની. ૩. મુખ્ય ૪. ચર્ચા

સાવિત્રી, સીતા, દ્રૌપદી, દમયંતિ ને તારામતી,
તેથી હતી આ દેશમાં, સર્વે પ્રકારે સંપત્તિ. ૨

સતીઓ તણી ઓ બહેન! જુઓ સ્ત્રી ધરોધર આજની,
એ શૂરી પ્રજા સાથે મૂકી ભુંડણ પ્રજા આ આપણી;
નિંદા તણા વ્યાપારમાં શૂરી પૂરી સ્ત્રી હાલની,
કાબેલ છે કજીયા વિષે, ને ઉંઘના ઉદ્યમ મહિં. ૩

ઝીણાં ગવન, ચોળી કસુંબી પહેરવાનું જાણતી,
મન માનતા વૈભવ વિષે કેટિનમાં બહુ મા'ણતી,
સાડી તણી શોખીન થઈ ઘેલી બની ઘરેણાં મહિં,
કેડે કુંચીનો ઝુમખો રૂમાલ સુંદર કર મહિં. ૪

કક્કો ન જાણે ઘુંટી તો તે કયાંથી વાંચે ચોપડી?
સ્ત્રીઓ તણા શું ધર્મને શું કર્મ તે જાણે નહિં;
ઘર કામ કેવી રીત કરવાં, કેવી રીતે રાંધવું,
કર કસરથી રૂડી રીતે થોડે ખર્ચે નીભાવવું. ૫

જાણે નહિ ધણી તરફની ગંભીર ફરજો સ્ત્રી તણી,
જાણે નહિ સ્ત્રીઓ અરે! નિજ બાળકોને કેળવી;
જાણે નહિ આ દેશ કોનો? દેશમાં શું થાય છે,
ખાવા પીવાને ખેલવામાં જન્મ સ્ત્રીનો જાય છે. ૬

પણ પરસન બહેન તમે તો વૈષ્ણવ છો. સત્યભામા અને દ્રૌપદીની વાતો સાંભળી હશે. એજ સત્યભામાનો પ્રસંગ કહું તે સાંભળો.

## પતિને વશ કરવાનો ઉત્તમ મંત્ર તથા ઔષધ.

વનવાસ કાળમાં એક દિવસ શ્રી કૃષ્ણ તેમનાં રાણી

સત્યભામા સાથે પાંડવોને મળવા ગયા. સત્યભામા સાથે દ્રૌપદીને ઘણાં બહેન પણાં હતાં, બે સખીઓ એકાન્તમાં બેસીને વાર્તાલાપ કરવા લાગી. બીજી ઘણી વાતો કર્યા પછી સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું "સખિ! તારે તો સિંહના જેવા મહાતેજસ્વી પાંચ સ્વામી છે, છતાંપણ એ બધાય તારે વશીભૂત છે. તને કંઈ મંત્ર આવડે છે? કે તેં એમને કાંઈ વશીકરણ કર્યું છે? કે કાંઇ દવા ખવરાવી છે? મને બતાવીશ કે શ્રી કૃષ્ણ એવીજ રીતે મારે વશ શી રીતે થાય."

દ્રૌપદીએ હસીને કહ્યું :—

(શિખરિણી)

નથી બાઈ મંત્રો, નથી નથી, વળી કામણ ખરું,
નથી દોરા ધાગા, વશીકરણ સાચું પતિ તણું;
હશે સારી નારી, પતિ તણીજ ઇચ્છા અનુસરી,
પતિને સંતોષી, પતિ વશ કરે સ્નેહ જગવી. ૧

બહારેથી જ્યારે, પતિ પ્રભુ પધારે ઘર મહિં,
થઈ ઊભાં પ્રીતે, પ્રસન્ન મુખડે આસન દઇ;
પછી આપી પાણી, વિનય સર મીઠાં વચનથી,
કહે આ "દાસીને, હુકમ ફરમાવો પ્રિય પતિ." ૨

ધરી પ્રીતિ સાચી, પતિ વચન વિશ્વાસ ધરીએ,
પતિની સેવામાં, ભૂખ તરસ નિદ્રા ન ગણીએ;
સખિ! સ્વામી વિના સ્વરગ પણ સ્ત્રીને નરક છે,
અને સ્વામી સંગે, નરક પણ સાચું સ્વરગ છે. ૩

આ પુસ્તકમાં પૃ. ૩૦ ઉપર "સુણો સહુ બહેન ભારત વાસીરે" એ ગરબીમાં પતિને વશ કરવાના ઉત્તમ મંત્રો છે. તે પ્રમાણે વર્તનારી બહેનને પતિ અને પતિનું આખું કુટુંબ વશ થાય છે.

'સખિ ! મંત્ર કે ઔષધથી તે કંઇ સ્વામી વશ કરાતા હશે ? જે સ્ત્રીઓમાં કોઈ પણ ગુણ નથી હોતો તે સ્ત્રીઓ મંત્ર અને ઔષધથી સ્વામીને વશ કરવાના પ્રયત્ન કરીને ઉલટું સ્વામીને નુકશાન પહોંચાડે છે. સ્વામીઓ મને કેવી રીતે વશીભૂત થયા છે તે સાંભળ. સ્વામી એજ સ્ત્રીઓનો દેવતા અને એક માત્ર ગતિ છે એમ જાણીને હું મન, વચન અને કર્મથી રાત દિવસ એમની સેવા કરું છું. સ્વામીસેવા એજ મારા જીવનનું એક માત્ર વ્રત—એક માત્ર ધર્મ છે. હું કોઇ દિવસ એમની સાથે કડવું વેણ બોલતી નથી, તેમના મનને ખોટું લાગવા દેતી નથી, તેમના ભોજન કરતા પહેલાં હું ભોજન કરતી નથી. તેમના બેઠા વગર હું બેસતી નથી; તેમના સૂતા પહેલાં હું સૂતી નથી. જે વસ્તુ એમને પસંદ નથી હોતી તેનો હું પણ ત્યાગ કરું છું. જે લોકોની સાથે વાતચીત કરવાની તેમની ઈચ્છા નથી હોતી તેવા લોકો સાથે હું કદી વાર્તાલાપ કરતી નથી. સ્વામીના જે પ્રીતિપાત્ર છે તે મારા અપ્રીતિ પાત્ર હોય તો પણ હું તેમનું માન રાખું છું અને કાળજીપૂર્વક તેમની સેવા કરું છું. બહારના કામકાજથી સ્વામી જ્યારે થાકીને ઘેર આવે છે, ત્યારે આસન અને જળ આપીને હું તેમનો થાક દૂર કરું છું. બહારથી તેમનો અવાજ સાંભ-

ળતાં જ બારણા આગળ જઈ તેમનો સત્કાર કરું છું. દાસીની પાસે એ કોઇ વસ્તુ માગે તો હું જાતે ઉઠીને એ વસ્તુ આણી આપું છું. જ્યારે રાણી હતી ત્યારે રાજ્યસંસારનો ભાર, દાસદાસીઓનો ભાર તેમણે મને સોંપ્યો હતો. હું દરરોજ પોતાના હાથે સાફસુફ કરીને, રસોઈ કરીને યથાસમયે રાંધીને જમાડતી. ધાન્ય અને ઘરની બીજી બધી ચીજોને ઘણી કાળજીપૂર્વક સાચવી રાખતી. જાતે ઘરના નોકરો, ભરવાડો, ગોવાળો વગેરેની ખબર રાખતી. જાતે ઘર સંસારનો આવક ખર્ચનો હિસાબ રાખતી. મહેલના આશ્રિતોની સેવામાં મને રાતદિવસનું ભાન રહેતું નહિ. રોજ બધાના જમી રહ્યા પછી હું જમતી; બધાના સૂઈ ગયા પછી હું સૂઇ જતી અને વા'ણું વાતાં બધાના ઊઠતા પહેલાં હું ઊઠીને ઘર કામમાં ગુંથાતી.

સાસુજી કુન્તાને દરરોજ હું પોતે જમાડીને જમતી તથા પોતે સેવા કરતી. કોઈ પણ રીતે તેમના ઉપર હું મારો કાર-ભાર દેખાડતી નહિ. તેમના કરતાં ઉંચા પ્રકારનું કપડું કદિ પણ પહેરતી નહિ. ગૃહધર્મમાં સર્વથા એમની અનુવર્તિની થઈને ચાલતી. બીજી તરફ સપત્નીઓને સગી માની જણી બ્હેન બરોબર ગણતી. કોઇ દિવસ તેમના ઉપર અદેખાઈ કરતી નહિ; તેમજ કોઇ દિવસ તેમની સાથે અનિષ્ટ વ્યવહાર કરીને કે કડવું વચન કહીને તેમનું દીલ દુભવતી નહિ.

**સખિ ! સ્વામીને વશ કરવાનો આના કરતાં સારો ઉપાય બીજો કોઇ નથી. એ જ સ્વામીને વશ કરવાનો મંત્ર તથા ઔષધ છે. એ મંત્ર અને એ ઔષધનો**

ઉપયોગ કરી જો; એટલે શ્રી કૃષ્ણ તને તદ્દન વશીભૂત થઈ જશે.

પણ બહેન ! જે સ્ત્રીઓ ધર્મશાસ્ત્રની આજ્ઞા ન માનતાં તેથી વિમુખ (વિરુદ્ધ) વર્તન કરે છે તેને શું ફળ થાય તે ટુંકામાં કહું છું. સાવધાન થઇને સાંભળો.

## વિમુખ ફળ.

સંતાનની ઈચ્છાથી જે સ્ત્રી પતિનો ત્યાગ કરી વ્યભિચાર કરે છે, તે સ્ત્રી આ લોકમાં નિંદાપાત્ર થઈ પરલોકમાં પણ પતિના સુખને પામતી નથી. (કુકર્મના દોષથી વર્ણસંકર થયેલી પ્રજા, સુખને બદલે દુઃખ આપે છે અને સ્વર્ગ મળતું નથી.) (મનુસ્મૃતિ)

વર્ણસંકર પુત્ર માતાપિતાને શું સુખ દુઃખ આપે છે તે જાણવા શ્રીમદ્ભાગવત માહાત્મ્યમાં ધુંધુકારીનું ચરિત્ર વાંચવું.

શિયળ ભંગ કરવાથી સ્ત્રી પોતાના પિતાના કુળને તથા પતિના કુળને આ જગતમાં દુઃખ આપનારી તથા પરલોકમાં પણ દુઃખ આપનારી થાય છે. (સ્કંદ પુરાણ.)

જે સ્ત્રી પોતાના પતિના વચનને ઓળંગી વ્રત-ઉપવાસ વગેરે કરે છે, તે સ્ત્રી પોતાના પતિના આયુષ્યનો ઘટાડો કરે છે; અને મરણ પછી નરક પામે છે.

જે સ્ત્રી વ્રત, ઉપવાસ, દાન, પુણ્ય, તપ, વગેરે જે કાંઇ કરે છે, તે સર્વ પતિની ભક્તિ વિના વ્યર્થ છે અને તે સર્વ ભસ્મ થાય છે (ફળને આપતાં નથી) (બ્રહ્મવૈવર્ત પુ.)

દરિદ્રિ, રોગી અને મૂર્ખ પતિની, જે સ્ત્રી અવજ્ઞા

(નિરસ્કાર) કરે છે તે સ્ત્રી મૃત્યુ પછી સાપણ થાય છે. અને વારંવાર વિધવા પણાને પામે છે. (પારાશર સંહિતા)

પોતાનો પતિ કાંઈ પણ પૂછે ત્યારે જે સ્ત્રી ક્રોધવાળી થઈ સામો જવાબ આપે છે, તે સ્ત્રી બીજા જન્મમાં કૂતરી અથવા મનુષ્ય વિનાના વનમાં શિયાળ થાય છે. (સ્કંદપુરાણ)

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી, વ્યભિચાર બુદ્ધિથી એકાન્તમાં ફરે છે; તે સ્ત્રી બીજા જન્મમાં વૃક્ષના પોલાણમાં રહેનાર ઘુવડ પક્ષીનો અવતાર પામે છે.

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી (તેનાથી છુપી) મીઠી વસ્તુ ખાય છે, તે સ્ત્રી બીજા જન્મ વિષે ભૂંડણી અથવા વિષ્ટા ખાનારી વડવાંગલી થાય છે.

જે સ્ત્રી પોતાના પતિ સાથે વાતચિતમાં હુંકારથી કઠોર વચન બોલે છે, તે સ્ત્રી બીજા જન્મમાં મૂંગી થાય છે; તેમજ જે સ્ત્રી પોતાની શૉક્યને ઈર્ષ્યાથી દુઃખ દે છે તે સ્ત્રી, અન્ય જન્મમાં દુર્ભાગિણી થાય છે, એટલે સંસારના સુખને પામતી નથી.

પોતાના પતિએ મારી હોય ત્યારે જે સ્ત્રી સામે મારવાની ઈચ્છા કરે છે, તે સ્ત્રી બીજા જન્મમાં વાઘણ અથવા બિલાડી થાય છે; તેમજ જે સ્ત્રી વિષયવાસનાથી અન્ય પુરુષના સામું આડી આંખથી જુવે છે, તે સ્ત્રી માંસી અથવા ઉંધી આંખ-વાળી થાય છે.

જે સ્ત્રી પોતાના પતિની નજર ચુકાવી બીજા તરફ દ્રષ્ટિ કરે છે, તે સ્ત્રી પછીના જન્મમાં કાંણી અને કદરૂપી (શરીરે

ફાળી અથવા બેડોળ) થાય છે.

જે સ્ત્રી કુકર્મ કરે છે તે સ્ત્રી આ લોકમાં નિંદા પામે છે. અને મરણ પછી તે સ્ત્રી શિયાળ તથા હિંસા કરનાર પ્રાણીઓનો અવતાર પામે છે; વળી તેનાશરીરમાં નાના પ્રકારના રોગ થાય છે (જલંદર, ક્ષય, ભગંદર, રક્તપિત્ત, કોડ વગેરે થાય છે) અને તેથી દુઃખી થઇ મરણ પામે છે. ઉપર કહેલાં દુરાચરણનાં ફળ શાસ્ત્રે બતાવેલાં છે; તેથી કરીને સ્ત્રી વર્ગે સદાચાર પાળી પતિ-ભક્તિ નિરંતર કરવી, તેજ આ લોક તથા પરલોકમાં ઉત્તમ સુખ મેળવવાનું સાધન છે. (મનુસ્મૃતિ)

માટે બહેનો, પોતાનું અને પોતાના પતિનું કલ્યાણ ઈચ્છનાર સર્વે સ્ત્રીઓએ પતિને અનુસરવું અને તેમની મન, વચન, કર્મથી સેવા કરવી. બોલો.

શ્રી કૃષ્ણચંદ્ર દેવકી જય. કનૈયાલાલકી જય.

---

## દિવસ ૧૦ મો.

શાળામાં આજે પણ તહેવારની રજા હોવાથી સઘળી નાની બહેનો અતિ હુલ્લાસથી ગંગાબાઇના ઘર તરફ એક એક આવવા માંડી. શાન્તાબહેન તથા અન્ય પ્રૌઢા સ્ત્રીઓ ગંગાબાઈનાં અમૃત વચન અને હિતકારક તથા મધુર વાણીનું શ્રવણ કરવા સમય પ્રમાણે આવી ગયાં.

શાન્તાબહેન તો હવે જાણે કોઈ નવો અવતાર પામ્યાં હોય તેમ ગંગાબાઈના વચનામૃતથી બદલાઇજ ગયાં છે.

આજે જયાબહેન જેમનાં લગ્ન થોડા સમય પછી થવાનાં છે અને જેમને લગ્ન પછી સાસરે જવાનું છે તેથી ગંગાબાઈ પાસે જે વિદ્યાનો અખૂટ ભંડાર છે તે લૂંટવાનો અવસર પોતાનો

જશે એવા વિચારથી મનમાં દુઃખી થતાં, જેટલું જાણી લેવાય તેટલું જાણવા પોતે ગંગાબાઈને કહે છે :

જયાબહેન—ગંગાબહેન, માજી ! સાસરે ગયા પછી કુલિન પુત્રવધૂઓના ધર્મ વિષે આજે કંઈ કહેશો ?

પ્રશ્ન પૂછાતાં બધી હાજર રહેલી બહેનો સાવધાન થઇ ગંગાબહેન આજે શું કહે છે તે સાંભળવાની રાહ જોવા લાગ્યાં.

કુમારી જયા બહેનનો પ્રશ્ન સાંભળી ગંગાબહેનને ઘણો જ આનંદ થયો. પોતાની પાસે ગુરુદેવનો આપેલો જે માલ હતો તેના યોગ્ય ગ્રાહક મળવાથી, પરમાત્માની જય બોલાવી **ઉંચા કુલની વહુઓના ધર્મ** કહેવાનો તથા સમજાવવાનો આરંભ કર્યો.

નવોઢા, પ્રૌઢા, તથા સર્વ સૌભાગ્યવતીઓએ સમજવું જોઈએ કે, આ સ્ત્રી શરીર ઉપર પ્રથમ કુમારિકા સ્થિતિમાં શરીરને જન્મ આપનાર માત–પિતાના મમત્વનો અધિકાર હોવાથી તેમના સ્વાધીનમાં રહેવાનું હતું; તે તેમણે હવે તેજ આ શરીરને, લગ્નવેળા હસ્તમેળાપ કરતાં જમણો હાથ લઈ પતિના જમણા હાથમાં મૂકી, કન્યાદાન કરી, પોતાના મમ-ત્વનો અધિકાર ઉતારી, સગાં–સંબંધી અને જ્ઞાતિ તથા અગ્નિ આદિ દેવોની સાક્ષીએ પતિના સ્વામિત્વનો ( ધણીપણાનો ) અધિકાર સિદ્ધ કરી આપ્યો છે: તેથી હવે માતા–પિતાનો અધિકાર મટી પતિનો થયેલો છે. માટે નિરંતર તેમને જ વશ-વર્તી થઇ રહેવું. શરીર સ્વામીનું, ને શરીર સાથે તેને પ્રેરનારું મન પણ સ્વામીનું, તેમજ તે શરીરના નિમિત્તથી પોતાને

આવી મળેલાં વસ્ત્રાલંકાર અને ધન પણ સ્વામીનાં છે; એ અહર્નિશ સ્મરણમાં રાખી તન-મન અને ધનથી તેઓ પોતાના ઉપર નિરંતર પ્રસન્ન રહે એવું કર્તવ્ય કુલિન વધૂઓનું છે. **સ્ત્રીઓએ પરણ્યા પછી પિતાનું ઘર એ પરઘર અને પતિનું ઘર એજ પોતાનું ઘર જાણવું.** શીતળ કિરણો અને ઉજ્વલ પ્રકાશથી લોકોનાં નેત્ર તથા શરીરને આનંદ આપનાર ચંદ્ર પણ જેવો રાત્રિરૂપ પોતાના ઘરમાં શોભે છે તેવો તે, દિવસે સૂર્યરૂપ પરઘરમાં રહી દેખાતો છતાં શોભતો નથી; **તેમ પરણેલી સ્ત્રી જેવી પોતાના સાસરામાં રહીને શોભે છે તેવી તે, ગુણના ભંડારરૂપ હોય તો પણ પીયર કે મોસાળમાં રહેવાથી શોભતી નથી.**

સ્થાન ભ્રષ્ટ થયેલો રાજા-પ્રધાન કે કોઈ અધિકારી તથા બ્રાહ્મણ, મેઘ, દાંત, કેશ અને નખ, જેમ શોભતા નથી તેમ કુલિન સ્ત્રી પણ પતિના ઘરરૂપ સ્થાનથી ભ્રષ્ટ થઇને બાપ, ભાઈ કે મામાના ઘેર રહેવાથી શોભતી નથી. સહસ્ર સદ્‌ગુણો હોય, પરંતુ પતિ-વિમુખતા (પતિથી અણબનાવ) નો એક જ અવગુણ સ્ત્રીમાં હોય તો તેના સહસ્ર ગુણો પણ કેવલ દોષરૂપ મનાય છે; પરંતુ સહસ્ર દોષી હોય અને પતિસેવાનો માત્ર એકજ ગુણ જો તેનામાં હોય તો તે સહસ્ર દોષોને ડાહ્યા માણસો ગુણરૂપ ગણે છે.

માટે પોતાનો સ્વામી અસંતુષ્ટ થાય એવું આચરણ સ્ત્રીએ કદી પણ કરવું નહિ. લગ્નક્રિયામાં સપ્તપદીના પૂજન સમયે વર-કન્યા સામ સામી સાત પ્રતિજ્ઞાઓ કરે છે તેમાં કન્યાની સાત પ્રતિજ્ઞાઓ પૃ. ૯૯થી૧૦૨ સુધી છે. તેનો નિત્ય પાઠ કરી, સ્મર-

ણમાં રાખી, તેનું પાલન કરવું; પણ કદાપિ પ્રતિજ્ઞા ભંગ થાય એવું આચરણ ગુણવાન સ્ત્રીઓએ કરવું નહિ.

પતિની પ્રસન્નતા માટે ઘર અને સઘળાં ઘરનાં સાહિત્યો સ્વચ્છ તથા સુશોભિત રાખવાં. અને સ્વામીના સાનિધ્યમાં પોતાનું શરીર પણ શણગાર યુક્ત, સુશોભિત રાખી આનંદમાં રહેવું. રીસ, ક્રોધ, કે ઉદાસી એ સ્વામીને બતાવવાં નહિ. ઘરમાં અન્ન, વસ્ત્ર, વાસણ કે ઘરેણાં વગેરે જે જે સામગ્રી હોય તેની નિત્ય સંભાળ લઈ, ઘટતી વ્યવસ્થા કરવી; પણ તે બગડતાં હોય તો જોઈ રહી એ તો મારાથી મોટાં હશે તે કરશે, એવી વાટ જોઇ બગડવા દેવું નહિ. પોતાના માથે જે વડિલ હોય તે કામ કરતાં હોય તો તે જોઈ, પોતે બેસી રહેવું નહિ; પણ તેમાં આગળ પડી તેમની પાસેથી માગણી કરી તે કામ પોતે ધ્યાન રાખીને કરવું. પરસ્પર સાસુ, નણંદ, દેરાણી કે જેઠાણીમાં કામ માટે ચડસાચડસી કરવી નહિ. પોતાને કામ કદાપિ વધારે કરવું પડે તો સહન કરી લેવું; પરંતુ પોતાની શક્તિ ઉપરાંતનું હોય તો તે કામ બતાવનારને નમ્રતાથી, યુક્તિપૂર્વક આજીજી સાથે કહી દેવું. કામ કરવામાં આળસુ સ્ત્રીઓને બેસી રહેવાથી કાંઇ લાભ થતા નથી; પણ જઠરાગ્નિનું મંદપણું, અન્નપર અરુચિ, શરીરની જડતા અને તેથી મન-ઇંદ્રિયોનું પણ ભારેપણું તથા અપ્રફુલ્લિતપણું ઈત્યાદિ દોષોની વૃદ્ધિ થાય છે. તથા સાસરીઆનાં માણસોમાં પણ તે અળખામણી ગણાય છે. જે સ્ત્રી કામકાજ કરવામાં છૂટી તથા કુશળ હોય છે તે, જેતે કામમાં આગળ પડી કામ કરે છે અને તેથી તે સાસરીઆનાં સર્વ માણસોને વહાલી થાય છે, તેના પર સૌ સ્નેહ ભાવ રાખે છે, અને તેની સારી

પ્રશંસા કરે છે; એટલું જ નહિ પણ કામ કરવામાં આવવાથ શરીરમાં વ્યાયામથી થતા સર્વ લાભો જેવા કે રક્તવાહિનીઓમ લોહી સારી રીતે ફરી શકવું અને તેનાથી આરોગ્યની વૃદ્ધિ થાય છે, અન્ન ઉપર રુચિ વધે છે તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થવાથી આહારનુ સારી રીતે પાચન થાય છે; જેથી મન-ઇંદ્રિયોની સ્વસ્થતા વધે છે; તેમજ નિદ્રા—તંદ્રા આદિ દોષ નિવૃત્ત થવાથી શરીર હલકું થાય છે. ચંચળતા વધે છે, બુદ્ધિ બહુ નિર્મળ થાય છે, અને સ્મરણ શક્તિ વધે છે. માટે પોતાં કામ કરવાનું મળતાં તે બતાવનારનો ઉપકાર માની ઉત્સાહથ કરવું.

સંસારમાં સ્ત્રીઓને સર્વ વસ્તુના સ્થાન રૂપ તથા સર્વસ્વ-રૂપ પોતાનો સ્વામી છે; માટે તેજ તેમને તો પરમ પૂજ્ય છે તે સ્વામીના શરીરને પ્રકટાવનાર, ઘણા વાત્સલ્ય તથા પ્રે પૂર્વક પાલન—પોષણ કરનાર, તેને ભવિષ્યના સુખ મા વિદ્યા, વ્યવહાર અને ધર્મજ્ઞાનમાં પ્રવીણ કરનાર તથા ક સંપાદન કરેલી અને વહાલામાં વહાલી ધનાદિ વસ્તુઓને પ પુત્ર કરતાં અધિક નહિ માનનાર, પુત્રના દુઃખે દુઃખી અને સુ સુખી તથા નિરંતર તેને જોઇ પ્રેમાશ્રુ પાડનાર અને અહર્નિ પોતાના પુત્રનું શુભ ચિંતન કરનાર, કે જેના બદલામાં જોત આખા વિશ્વમાં કોઇ વસ્તુ મળે નહિ એવાં પોતાનાં સાસુ અ સસરો તેમના વિષે અત્યંત પૂજ્યભાવ રાખવો, તથા તેમનાં પોતાનાં માતા પિતા તુલ્ય સ્નેહ રાખી તેમને કદાપિ દુભાવા દેતાં પ્રસન્ન રાખીને તેમની સેવા કરવી.

પતિના શરીર, ચાતુર્ય, વિદ્યા, જ્ઞાન, ઘર, અને ધનાદિ અલંકાર આદિથી જે જે સુખો સ્ત્રીઓને મળે છે, તે તે સઘળો તે વૃદ્ધોનો જ પ્રતાપ છે. એમ માની કુલવાન માતા-પિતાની પુત્રીઓએ નિર્મળ ભાવે સાસુ-સસરાની યોગ્ય સેવા કરવા ચૂકવું નહિ. કદાપિ તેઓ તામસી, જાડી બુદ્ધિનાં, અણસમજુ, ચીઢીઆ સ્વભાવનાં, અદેખાં, જુના વિચારનાં, ગ્રામ્ય આચાર-વિચાર તથા વર્તનવાળાં તથા વઢકારાં હોય, તથાપિ ચતુર સ્ત્રીઓએ તે વૃદ્ધોના દોષો ન જોતાં પોતાના શાણપણથી, વિવેકથી, નમ્રતાથી તથા બુદ્ધિ ચાતુર્યથી તેમને વશ કરવાં, વા પ્રથમ તેમના સ્વભાવને મળતાં રહી તેમની પ્રીતિ મેળવી લેવી, કે જેથી તેઓ પોતાને વિરુદ્ધ જણાય નહિ.

ચતુર સ્ત્રીઓની ચતુરાઇ, વિદ્યા, ડહાપણ અને સદ્-ગુણોની ખરી કસોટી ત્યારે થાય છે કે, જ્યારે પારકાંને પોતાનાં કરી, સાસરીઆમાં પોતાનો સમાવેશ કરી શકે તથા વિરુદ્ધ સ્વભાવનાં શ્વસુર પક્ષનાં સઘળાં માણસોની પ્રીતિ મેળવી લે અને સાસરામાં જ પોતે સ્વર્ગસમાન સુખનો અનુભવ કરે.

વૃદ્ધોની સેવા કરનારનાં આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બળ એ ચારની વૃદ્ધિ થાય છે, માટે પોતાનાં સાસુ-સસરો કે ઘરમાં જે કોઇ વૃદ્ધ હોય તેમની નિત્ય ઘટતી સેવા કરવી. સાસુ આદિ વૃદ્ધ સ્ત્રીવર્ગની અગત્ય પડે અંગ સેવા વહુઓએ કરવી; અને સસરા આદિ વૃદ્ધ વર્ગની અશક્ત સ્થિતિમાં અંગસેવા પોતાના સ્વામી, જેઠ કે દીયર આદિ પાસે કરાવવી; તથા તે સમયે તેમને જોઈતાં બાહ્ય સાધનો પાસે

રહીને પુરાં પાડવાં. વૃદ્ધ પુરુષ વર્ગની સેવા બેભાન સ્થિતિમાં અન્ય પુરુષોના અભાવે જાતે પણ કરવી.

પગની ઘુંટી ઢંકાય ત્યાં સુધી વસ્ત્ર પહેરવું; એથી ઊંચુ નહિ. કાપડું કે ચોળી પહેર્યા વિના ફરવું નહિ. કામ વિના જ્યાં ત્યાં ફરવાની ટેવ રાખવી નહિ. અગત્યના કામે બહાર જવું પડે તો કોઈ વૃદ્ધ તથા પવિત્ર સ્ત્રિઓની સાથે જવું; અને ત્યાં પ્રયોજન જેટલું જ ટકવું. માર્ગમાં ડાબો ખભો ઉઘાડો રાખી ચાલવું નહિ. બહુ ઉતાવળાં કે છેલ સ્ત્રીઓની પેઠે ચટક-મટક ચાલવું નહિ. માર્ગમાં કોઇ શ્વસુરપક્ષના માન-મહત્તાવાળા પુરુષો સામા મળતાં તેમની મર્યાદા લોપી, સામાં થઇને ચાલવું નહિ, પણ એક પડખે પુંઠ ફેરવીને ઉભાં રહેવું. માર્ગે ચાલતાં સામા મળતા જેતે પુરુષો સામું કે આડું અવળું ન જોતાં પોતાને ઠેસ ન લાગે, કાદવ-કાંટાવાળા કે અપવિત્ર સ્થળમાં પગ ન પડે, અથવા કોઈ જીવ-જંતુ ઉપર પોતાનો પગ ન આવે એમ નીચી દૃષ્ટિએ માર્ગ સામું જોઇને ચાલવું. માર્ગમાં ઉભાં રહીને પોતાના સંબંધી વર્ગના પુરુષ સાથે પણ વાત કરવી નહિ. પોતાની છાતી, નાભીનો ભાગ, અને ગુહ્ય અવયવો વૃદ્ધ વૈદને પણ બતાવવાં નહિ. દાંત બહાર દેખાય તેમ છૂટા મોઢે હસવું નહિ. પોતાના પતિ વિના બીજા કોઈ પુરુષ સાથે એક દૃષ્ટિ કરીને વાત કરવી કે બોલવું નહિ.

સુલક્ષણા સ્ત્રીઓએ પતિના સંબંધીઓને તુંકારે કે તોછડી વાણીમાં ન બોલાવતાં તેમનું માન જળવાય એવા સુશોભિત શબ્દોથી બોલાવવાં. વિના પ્રયોજને બહુ બોલવાની

ટેવ વહુઓએ રાખવી નહિ; પણ પ્રયોજન પૂરતું મીઠી વાણીમાં બોલવું. ઘરમાં સાસુ કે સ્વામી જે શિખામણની અથવા કોઈ હાનિ-લાભની ગુપ્ત વાર્તા કહે તે અન્ય મનુષ્યો આગળ પ્રકાશ કરવી નહિ. સોનારૂપાનાં ઘરેણાં કે કોઇ મૂલ્યવાન્ પદાર્થો મૂકવાનાં સ્થળો જ્યાં ત્યાં મળી આવે છે, પણ અંતરની વાર્તા કહેવાનાં સ્થળો મળતાં નથી. માટે સાંભળેલી વ્યવહારની કે પરમાર્થની ગુપ્ત વાર્તાઓ અંતરમાં રાખવાનું મનોબળ વધારવું જોઈએ. સ્વામીના સંબંધીઓ સાથે દ્વેષ કરવો નહિ; પણ તેમનો યોગ્ય સત્કાર કરવો.

સાસુ સસરામાં પોતાનાં માતા પિતા જેવો, મોટી નણંદમાં પોતાની બહેન જેવો, જેઠ-જેઠાણીમાં પોતાનાં મોટાં ભાઈ બહેન જેવો કિંવા માતાપિતા જેવો અને દિયરમાં તથા નાની નણંદમાં પોતાનાં પુત્ર-પુત્રી જેવો ભાવ રાખી તેમનાં યોગ્ય રીતે સેવા, સત્કાર અને પોષણ કરવાં; પણ તેમના ઉપર અદેખાઇ કરી દૂભવવાં નહિ.

અનાર્ય લોકોના હોળી ખેલવાના કુચાલમાં કુલિન સ્ત્રીઓએ ભાગ લેવો નહિ, કારણ કે તે કેવળ અધર્મ રૂપ છે. વિવાહાદિ માંગલિક પ્રસંગમાં પોતાનું મુખ લજવવા ફટાણાં ગાવાં કે ગવરાવવાં નહિ; અને ગાવાં હોય તો માત્ર શાસ્ત્રીય ગીતો જ ગાવાં. તથા અહિં દર્શાવેલા સૌભાગ્યવતી સ્ત્રીઓના વિશેષ ધર્મોને સારી રીતે સમજી પોતાના વર્તનમાં લાવવા.

કુલિન દીકરી સાસરે જાય ત્યારે તેનાં જન્મદાતા માત-પિતાનો સંગ ત્યજી, નવા ઘરમાં, અજાણ્યા સ્વભાવનાં સાસુ

સસરા તથા નણંદો વગેરેમાં પોતાનો સમાસ કરવા પોતાનાં સાસુજીને નીચે પ્રમાણે વિનંતિ કરે :—

### સાસુ પ્રત્યે કુળવાન વહુની પ્રાર્થના.

( ગઝલનો રાગ )

કરો ના રોષ સાસુજી, અમો તમ આશરે આવ્યાં;
તમારાં જોઈ મોટાં ઘર, તમો ઘેર અમને પરણાવ્યાં.
અમારા દોષ દેખો જે, સુધારી શીખવાડો ને;
કરીને છાંછીયાં ઝાઝાં નકામાં શીદ બગાડો ને ?
કદિ ભાંગે તૂટે વસ્તુ, અમારાથી પડી જાયે;
"હશે, છો એ ભલે તૂટી" તમારા મુખથી ઉચરાયે.
હું છું આપનું છોરું, તમે માવતર અમારાં છો;
અમારાં સુખ દુઃખથી તો, સુખી દુઃખી થવાનાં છો.
અમોને આસ્તે શિખવાડો, અમારાં છો તમે સાસુ,
અમારા દોષ ના જોશો, કરી દરિયાવ દિલ ખાસ્સુ.
જગતમાં જે ગૃહે નારી, સદા રાજી ખુશી રહે છે;
સદા હું સત્ય તો કહું છું, પ્રભુ ને લક્ષ્મી ત્યાં રહે છે.

---

બહેનો, આ બધી વાતો ગુરુજીની કૃપાથી તમને સંભળાવી રહી છું. કોઈ કોઈ સ્થળે જુદી જુદી સ્મૃતિયોનાં પ્રમાણો હોવાથી એકનીએક વસ્તુ ફરી ફરીને આવે છે. જેમને પાશ્ચિમાત્ય કેળવણી છે અને જે જે કુટુંબોમાં ઘરડાં માતાપિતા, ઋષિ-મુનિયો, સંત સાધુઓ અને સુપ્રસિદ્ધ સ્ત્રીઓનાં ચરિત્રોની વાતો ( એ બધાં ) "જુનાં મડદાં" મનાય છે તેમનું પણ,

આ પુસ્તક વાંચતાં અને વિચારતાં ભલું થશે. અને જેમને પોતાનો સંસાર સુખે ચલાવી પોતાનો, પોતાના પતિનો, કુટુંબનો, જ્ઞાતિનો અને દેશનો ઉદ્ધાર કરવાની ધગશ છે, મહેચ્છા છે તેમને તો "જૂનું એ સોનું જ" છે તેમણે તો આવાં આચરણ અવશ્ય કરવાં.

આજે સમય ઘણો વીતિ ગયો છે. માટે વધુ પ્રસંગ ગુરુકૃપા તો આવતી કાલે. બોલો શ્રી કૃષ્ણ કનૈયાલાલકી જય.

દિવસ ૧૧ મો.

સમય થતાં મંડળી જામી. દિવસે દિવસે ગંગાબાઈનું ઘર, એ તો બહેનોનું વિશ્રાન્તિ સ્થાન, શાન્તિ નિકેતન બનતું ગયું. જયાબહેનની સાથે તેમનાં ફોઈબા હેતાબા ગંગાબહેનને ત્યાં આવતાં હતાં.ગઈ કાલના પ્રસંગની પૂરવણીમાં આજે તેમણે ગંગાબહેનને, વિનયપૂર્વક કહ્યું બહેન, સાસરે જતી દીકરીને શિખામણના સંબંધમાં કંઈક કહેશો?

પરમાત્માનું તથા સદ્‌ગુરુદેવનું ધ્યાન હૃદયમાં ધરી, પરમાત્માના નામની જય બોલાવી ગંગાબહેને નીચે પ્રમાણે બોલવાનો આરંભ કર્યો :—

**સાસરે જતી પુત્રીને પિતાની શિખામણ.**

લાડકવાયી દીકરી, આજ સુધી મેં તને એક ઘડીવાર મારી દૃષ્ટિથી જુદી કહાડી નથી. જેમ હાથી રંકને ઘેર નહિં પણ રાજદ્વારે જ શોભે છે, તેમ ગુણવાન પુત્રી પિતાને ઘેર નહિં પણ પતિને ઘેર જ શોભે છે.

કોઇ પણ માણસ પોતાને ત્યાં રહેલી પારકી થાપણ તેના

ધણીને પાછી સોંપ્યા સિવાય નિશ્ચિંત થતો નથી તેમ પુત્રી–રૂપી ધન એ સદાય પારકું ધન છે. તેને તેના પતિને ત્યાં મોકલી પિતા નિશ્ચિંત તથા શાંત થાય છે.

મારે ઘેર તારા પોષણ માટે જોઇતાં અન્ન વસ્ત્રનો ટોટો છે એમ ન સમજીશ. પરંતુ **તારા અખંડ સુખનું સ્થાન** કેવળ તારા પતિનું ઘર જ છે એમ જાણી આજે તને સાસરે મોકલું છું.

સ્ત્રીઓનો ધર્મ જ એવો છે કે તેમણે બાલ્યાવસ્થામાં માતા–પિતાની સ્વાધીનતામાં રહી, માતા–પિતાની પ્રીતિ મેળ-વવી. તથા બને તેટલું વિદ્યા, કળા, જ્ઞાન, ગુણ તથા સંસારમાં ઉપયોગી થવાના સાધનરૂપ સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવું.

પછી માતા–પિતા, પોતાના અનુભવથી જે યોગ્ય પતિની પસંદગી કરી તેને કન્યાદાન કરે, તેના સ્વાધીનમાં રહેવા સારુ તે વરને ઘેર જવું. અને લગ્ન સમયે માતા–પિતાએ કરેલા સંકલ્પ તથા પોતે સપ્તપદી સમયે જે સાત પ્રતિજ્ઞાઓ કરેલી છે તેના સર્વ આશયોને સિદ્ધ કરી બતાવવા.

પિયરમાં સ્ત્રીને માતા, પિતા, ભાઈ, ભોજાઈ વગેરે તરફથી જે સુખ મળે છે તે અલ્પ છે. પણ પતિ તરફથી જે સુખ ગુણવાન સ્ત્રીઓને મળે છે તે તો વર્ણવી શકાય તેવું નથી.

સ્ત્રી ગમે તેટલી ડાહી, વિવેકી, બુદ્ધિમાન અને સર્વ ગુણોની ખાણ હોય છતાં પિયરમાં રહેવાથી નિંદાને પાત્ર થાય છે. અને ગમે તેટલા અવગુણો હોય છતાં જો સાસરામાં સાસુ સસરાની છાયા નીચે રહી પતિ સેવામાં તત્પર રહેતી હોય તો તેના સર્વ અવગુણો ગુણરૂપ મનાય છે.

જેવો હરિભક્તોનો પ્રેમ પ્રભુ પર હોય છે, લોભીનું મન ધનમાં લાગેલું હોય છે, ચકોર પક્ષીનો પ્રેમ ચંદ્ર ઉપર હોય છે, માછલી જળ વિના ક્ષણવાર જીવી શકતી નથી, તેવો જ પ્રેમ, તેવી જ પ્રીતિ સ્ત્રીની તેના પતિ ઉપર હોવી જોઈએ.

સ્ત્રીઓને પતિ સમાન બીજો કોઈ દેવ નથી; પતિ એજ પરમેશ્વર છે. માટે આજે તને પતિને ઘેર મોકલું છું. ત્યાં તારાં સાસરિયાં, કદાચ "પુત્રનાં લક્ષણ પારણામાંથી અને વહુનાં લક્ષણ બારણામાંથી" એ કહેવત પ્રમાણે, તારા ગુણ-સ્વભાવનું પારખું કરવામાં તત્પર જ હશે. માટે તારા સાસરાના ઘરમાં પગ મૂકતાં જ તારા મનમાં એવો ઉત્સાહ રાખજે કે હું મારા પતિને અને તેમના કુટુંબને ક્યારે પ્રિય થઈ રહું?

બહેન, તું તારો સ્વભાવ પાણીના જેવો રાખજે. પાણી જે રંગમાં મળે તેવા રંગનું થઇ જાય છે તેમ તારે તારા સાસરાના ઘરમાં જેવા જેવા માણસના સહવાસમાં કામકાજના પ્રસંગમાં આવવાનું થાય ત્યાં તેવા તેવા માણસના સ્વભાવનેજ અનુસરજે.

જે સ્ત્રી સૂકા કાષ્ઠની પેઠે અક્કડ રહી પોતાના આગ્રહી સ્વભાવનો ત્યાગ ન કરતાં પોતાનું અભિમાન જાળવવા સાસરી-પક્ષનાં માણસોથી વિરુદ્ધ વર્તન કરે છે તે સ્ત્રી આ સંસારમાં સુખી નહિં થતાં નિંદા પાત્ર થઇ દુઃખી થાય છે. પણ જે સ્ત્રી અનેક અપમાનો સહન કરી, માનની અભિલાષા જતી કરી પોતાનું કાર્ય સાધી લે છે તેજ સ્ત્રી બુદ્ધિમાન ગણાય છે.

તારા સસરાના ગામને ઈન્દ્રપુરી અને તેમના કુટુંબનાં સર્વ મનુષ્યોને દેવો માનજે. તારા પતિને ઈન્દ્ર અથવા બ્રહ્મા

વિષ્ણુ વા મહેશ માનજે. ઇન્દ્રાણી, સાવિત્રી, લક્ષ્મી તથા પાર્વતીએ જેમ તેમના સ્વામીઓની અનન્ય ભાવે સેવા કરી છે તેમ તું પણ તારા પતિની અનન્ય ભાવે સેવા કરજે.

પિયરમાં પાછા આવવાની ઇચ્છા કરીશ નહિં. પણ જયારે હું તને વ્યવહારની રીતે મારાં વિશ્વાસપાત્ર માણસને તેડવા મોકલું ત્યારે તું તારા પતિની, સાસુ અને સસરાની આજ્ઞા લઇને જ અહિં આવજે. તેમની અનુમતિથી અધિક અહિં મારે ઘેર રહેવાનો લોભ કરીશ નહિં.

હવે તારી માતા બે શબ્દો કહે તે લક્ષ દઇ સાંભળજે અને પછી સુખેથી જજે. **પ્રભુ તારું સૌભાગ્ય અખંડ રાખો.**

હવે માતા પોતાની દીકરીને નીચે પ્રમાણે ગરબી ગાઇ, સમજાવે છે.

ગરબી.

સુણજે દીકરી, શિખામણના બોલડા,
જેથી લેખે લાગે આ અવતાર જો;
સ્ત્રી ધર્મોને જાણી પ્રીતે પાળીએ,
થાયે સુખીયો સ્વર્ગ સમો સંસારજો. સુણજે૦ ૧
સ્ત્રી જાતિનું ઘર સાચું છે સાસરું,
ગણવા સાસુ સસરાને માબાપ જો;
દિયર નણદીને ભાઇ બેનડાં જાણવાં,
'જી' કહી સૌને ઉત્તર દીકરી આપ જો. સુણજે૦ ૨
મોટેરાને માન દઇને ચાલવું,
સૌની સાથે ધીરે મીઠું બોલજો;

હળી મળીને સાસરિયામાં ચાલવું,
નહિંતર થાશો તણખલાને તોલ જો. સુણજો૦ ૩
ઘર કામોમાં પ્રીતે ધ્યાન પરોવવું,
નિંદા ચાડી ચુગલીને સંહારજો;
નવરાશે નીતિનાં પુસ્તક વાંચવાં,
વિદ્યા વિણ જન્મારો ફોકટ ધારજો. સુણજો૦ ૪
સાચું ઘરેણું **નાક** તણું તો **લાજ** છે,
**દાન** રૂપી કંકણથી શોભે **હાથ** જો;
**કાન** ઘરેણાં સાંભળવા **સ્ત્રી** ધર્મને,
કરજો સહુ સદ્ગુણનો ઉત્તમ સાથજો. સુણજો૦ ૫
સત્યની માળા આપણ કંઠે પહેરવી,
નાંખો અંદર નીતિ કેરું નંગ જો;
શિયળ તણી સાડીરે, દીકરી, ઓઢવી,
તેથી શોભે સુંદર આખું અંગ જો. સુણજો૦ ૬
**પતિ પરમેશ્વર છે ગુણવંતી નારને,**
તેને સેવ્યે સ્વર્ગ તણું સુખ સ્થાનજો;
નિત્ય પ્રભુ ગણી પતિને સ્નેહે સેવશો,
બ્રહ્મા નારદ મૂનિ દેશે માન જો. સુણજો૦ ૭

---

બહેન, આ પુસ્તકના પૃ. ૨૮–૨૯ ઉપર આપેલી "સાસરે જતી બહેનને શીખામણ" એ ગરબીઓમાં લખેલી શિખામણ ઉપર પણ બરાબર ધ્યાન આપજે.

ગરબી ગાઇ, સમજાવ્યા પછી થોડાંક બોધવચનો કહે છે :

## સાસરે જતી દીકરીને માતાની શિખામણઃ—

૧. આજથી તું મારી દીકરી નથી. માટે આજ સુધી અમારી આજ્ઞામાં રહેતી, તેમ તારા સાસુ સસરાની આજ્ઞામાં રહેજે

૨. હવે લગ્ન થયા પછી પતિ એજ તારા માલિક છે. માટે તેમની સાથે હંમેશ વિવેક અને વિનયથી વર્તજે. પતિની સેવા કરવી એ જ તારી ફરજ છે.

૩. તું તારા સાસુ સસરાને સંતાપતી નહિં.

૪. જેથી તારા પતિનો તારા ઉપર અણગમો થાય એવી કોઇ જાતની હઠ કરવી નહિં.

૫. કદાપિ તારા પતિની કાંઈ ભૂલ તારા જોવામાં આવે તો તે વખતે તેમને ન જણાવતાં, તે પ્રસન્ન હોય તે વખતે ધીમેથી તેમને નિવેદન કરજે.

૬. હંમેશ થોડું પણ પ્રિય બોલજે.

૭. તારા પાડોશી સાથે મળતાવડાપણું રાખજે.

૮. કદિ જૂઠું બોલીશ નહિં.

૯. હંમેશ વહેલી ઉઠજે, બપોરના સૂઈશ નહિં અને રાત્રે બધાં સૂતા પછી સૂઇ જજે.

૧૦. ઠરેલ બુદ્ધિની ન થાય ત્યાં સુધી એકલી કોઈ પણ મેળાવડામાં જઇશ નહિં.

૧૧. ઘરના માણસો સિવાય બીજાની સલાહ પ્રમાણે ચાલિશ નહિં.

૧૨. ઘરનો બંદોબસ્ત બરાબર રાખજે.

૧૩. ભભકા ભરેલો પોશાક ધારણ ન કરતાં, લજ્જારૂપી આભૂષણ ધારણ કરજે.

૧૪. માબાપની દોલત ઉપર મગરૂર થઇશ નહિ. અહિંના સુખ દુઃખની વાત તારે સાસરે કરીશ નહિં. અને અહિં આવું ત્યારે ત્યાંના દુઃખની વાત કદિ પણ અમને કહીશ નહિં.

૧૫. તારા સાસરે હોઉં ત્યારે તેમના ગામની નિંદા અને બાપના ગામનાં વખાણ કદિપણ ન કરીશ. જ્યારે તારી સાસુ પાસે બેઠી હોઉં ત્યારે તેમની પાસે મારા ( તારી માતાના ) ગુણોનું વર્ણન કરીશ નહિં. તારા સસરાના અથવા તેમના કુટુંબના સમક્ષમાં તારા બાપના ગુણ, વૈભવ, વિદ્યા વગેરેનું વર્ણન કરી તેમનાં મન દુભાવીશ નહિં.

તેમના આખા કુટુંબને આજથી મારા કુટુંબને સ્થળે માની બધાં સાથે હળીમળી, પ્રેમથી રહેજે.

૧૬. ઘરમાં સાસુ, નણંદ, જેઠાણી આદિ મોટેરાં કદાચ કનડગત કરે તો તે કનડગત તારા પતિને કદિ જણાવીશ નહિં. સહન કરતાં શીખજે. અને સદા મુખ પ્રસન્ન રાખજે.

૧૭. તારા ગુણિયલ પતિ જેમાં રાજી રહે તેમાં તું પણ રાજી રહેજે.

૧૮. પતિનું મંગળ થતું હોય તો ભૂખ, તરસ અને નિદ્રાનો ત્યાગ કરજે.

૧૯. આ પુસ્તકના નવમા દિવસના પ્રસંગમાં વશીકરણ વિદ્યા વર્ણવેલી છે. જેનું અધ્યયન અને આચરણ કરવાથી પતિ તો શું પણ ભલભલા વશ થઈ જાય છે. માટે તું એ પ્રસંગને

તારા હૈયાનું માદળિયું બનાવજે.

૨૦. બહેન વાણી અને પાણીનો પાર ન આવે. કહેવા બેસું તો એક આખું પુસ્તક લખાય. ટુંકામાં આ શિખામણો અને તે ઉપરાંત આ પુસ્તકમાં બતાવેલા સ્ત્રીઓ માટેના ધર્મોનું સારી રીતે મનન કરી, આચરણ કરજે અને તારા આચરણથી અમારું તથા તારા સસરાનું કૂળ દીપાવજે તથા મારી કૂખ દીપાવજે. પ્રભુનું નામ દઇને જા. પ્રભુ તારૂં ભલું કરો.

આજે પ્રસંગ વર્ણવતાં બહુ મોડું થઇ ગયું. ગંગાબહેને પ્રભુના નામની જય બોલાવી આજનો પ્રસંગ પૂરો કર્યો.

હેતાબહેન, જયાબહેન, શાન્તાબહેન તથા સર્વે મંડળી ધીરે ધીરે આજનો પ્રસંગ વિચારતાં અને તે સંબંધી વાતો કરતાં ઘર ભણી જવા માંડયાં.

## દિવસ ૧૨ મો.

સમય થતાં બધી બહેનો ભરાઇ ગઈ. ગંગાબહેન શાંત મુખ મુદ્રાથી બધાનાં સામાં બેઠાં છે, તે વખતે ચંચળબહેને કહ્યું, ગંગાબહેન ! આજે સાસુઓના શા શા ધર્મ છે તે વિષે કંઇક કહેવા કૃપા કરશો ?

ગંગાબહેને પરમાત્માના નામની જય બોલાવી નીચે પ્રમાણે કહેવા માંડયું.

## સુજ્ઞ સાસુઓના ધર્મ.

દીકરાની વહુ ઘેર આવ્યા પછી, સાસુ-સસરાએ એવી સાવચેતીથી વર્તવું કે, તે વહુ પોતાના વર્તનમાં કોઇ જાતના દોષો જોઈ શકે નહિ. જેમ નાનું બાળક પોતાનાં માત-પિ-

તાના ગુણ દોષ, આચાર–વિચાર અને સઘળી સાંસારિક વર્તનની રીતભાતનું અનુકરણ કરતાં શિખે છે, તેમ વહુઓ પણ સાસરે આવી સસરાના ઘરના આચાર વિચાર, ધાર્મિક રહેણી કરણી અને સાંસારિક રીતભાત જોઈ, તેનું અનુકરણ કરીને જ વર્તતાં શિખે છે. માટે વહુઓને ધર્મ, નીતિ, સદાચાર, સદ્વિચાર, વિવેક, વિનય, સત્ય, ઉદારતા, ક્ષમા, શાંતિ, ધીરજ, સહનશીલતા, ગુણ, ચાતુર્ય, વ્યવહાર કૌશલ્ય અને સઘળી ગૃહવ્યવસ્થા આદિ ગુણોનું જો શિક્ષણ આપવું હોય તો પ્રથમ તે ગુણોનું દર્શન તેમને સાસુ–સસરાએ પોતાના વર્તનમાં જ બતાવી આપવું. ચાલે ત્યાં સુધી રજોદર્શન થયા વિના તેને સંસાર વ્યવહારમાં જોડવી નહિ. જેણે પરઘર કયારે પણ જોયું નથી, પરાયાં મનુષ્યોમાં વસી પરાધીનતાના દુઃખનો એક દિવસ પણ અનુભવ કર્યો નથી અને માત્ર માતા–પિતાના અનવધિ પ્રેમ–વાત્સલ્ય પૂર્વક બાલ્યાવસ્થાનું સુખ ભોગવતાં પિતૃવર્ગના મનુષ્યોનો જ જેને વિશેષ પરિચય થયેલો છે, એવી નવોઢાને પરિચિત મનુષ્યોનો વિયોગ થવાથી સાસરે પ્રથમ અણગમો થાય એ સ્વાભાવિક છે. માટે તેને પોતાના ઘરની માયા થાય, પોતાનાં મનુષ્યોનો સ્નેહ બંધાય અને તે હવે પોતાને નિત્ય રહેવાનું ઘર છે એમ સારી રીતે સમજે ત્યાં સુધી તેના અણગમાના દિવસો આનંદમાં વ્યતીત થવા માટે સુજ્ઞ સાસુએ ઘટતી યોજના કરવી જોઈએ.

કેટલીક સાસુઓ દિકરાની વહુ પરણીને ઘેર આવી કે તરત જ તેના ઉપર પોતાનો દાબ બેસાડવા કે વશમાં રાખવા,

તેને હુંકારેથી કિંવા તોછડા શબ્દોમાં બોલાવી, અયોગ્ય ધમકી આપી, તેના પ્રત્યેક કામમાં દોષ કાઢી, વારે ઘડીએ લઢયા કરે છે. અંતે તેનું પરિણામ સાસુના ધારવાથી વિરુદ્ધ આવે છે. સાસુ પોતે જ પોતાનો ભારબોજ ખોઈ હલકી પડે છે. માટે વહુને દુઃખ લાગે એવા શબ્દોમાં બોલાવવાની ખોટી ટેવ ન રાખતાં, સન્માન પૂર્વક બોલાવવી અને ઘરનાં નાનાં મોટાં માણસ પણ વિવેકપૂર્વક યોગ્ય રીતે જ તેને બોલાવે એવી યોજના સાસુએ કરવી જોઈએ. વહુના ઉપર નિરર્થક અંકુશ ન રાખતાં, આમ જ્યારે તેનાથી કાંઇ વિરુદ્ધ વર્તન થતું જોવામાં આવે ત્યારે જ ક્રોધના આવેશમાં ન જતાં, તેને શાંતિથી યુક્તિપૂર્વક બોધરૂપે ઘટતા બે શબ્દો સાસુએ કહેવા જોઈએ.

પણ જેનાથી કાંઈ વિરુદ્ધાચરણ થતું નથી, સંસારની રીતભાત અને ધર્મ–નીતિમાં પોતે કુશળ છે, શ્વસુરપક્ષનાં મનુષ્યોનું સન્માન સારી રીતે જાળવી શકે છે, વિનય તથા વિવેક બહાર પગલું ભરતી નથી અને ઘરનું કામ કાજ પોતાની શક્તિ અનુસાર કરે છે, એવી શાણી વહુઓના ઉપર એવો અયોગ્ય અંકુશ ઉપયોગી નથી. વહુ બાળક હોય, કામકાજમાં અજાણી હોય કે અણશિખાઉ હોય તો તેને તે માટે વારંવાર વઢવું નહિ; પણ ન આવડતું કામ સાસુએ સારી રીતે પાસે બેસી ધીરે રહીને શિખવાડવું જોઈએ. તેની અવસ્થા કે શરીર શક્તિના પ્રમાણથી અધિક કામ તેને બતાવવું નહિ; કારણ કે તે લઢવાના ભયથી કાં તો લાજની મારી કરવા જાય તો

જાતે દુઃખી થાય, કાં તો કામ બગડે.

વહુ જે કામકાજ કરે તેમાં કદાપિ કોઈ કામ બગડે કે કોઈ વસ્તુની હાનિ થાય તો તેમ થવાનું કારણ પોતાની બુદ્ધિથી શોધી કાઢી તેને શાંતિથી સમજ પાડી, બોધ રૂપે કહેવું; પણ લઢવાના રૂપમાં કહેવું નહિ; અને હાનીનો પોતે પરિતાપ કરવો નહિ તથા વહુને પણ કરાવવો નહિ. કામકાજમાં પણ તેની અવસ્થા શરીર અને બુદ્ધિની શક્તિના પ્રમાણમાં તેને જોડવી. પણ નિર્દય થઈ તેને દુઃખી કરવાનો ઉપાય સાસુએ કરવો નહિ. બતાવ્યા વિના પોતાના ઉત્સાહથી અથવા અણસમજણથી પોતાની શક્તિથી અધિક કાંઇ બળનું કામકર્યું હોય તો તેને જે શ્રમ થયેલો હોય કે દુઃખ થયું હોય, તેની સંભાળ સાસુએ રાખવી. પોતાના ઘરમાં બીજી પુત્રની વહુઓ હોય કે પુત્રીઓ હોય તો સાસુએ ઘરકામની વ્યવસ્થા કરી સૌની શક્તિ વિચારીને તે કામો વહેંચી આપવાં; પણ તેમાં ભિન્નભાવ રાખી કોઈ ને અધિક અને કોઈ ને ઓછું, કે કોઈ એકલું જ દુઃખી થાય તેમ કરવું નહિ. તેમજ તે વ્યવસ્થામાં યોગ્યતા પ્રમાણે પોતે પણ ભાગ લેવો. સાસુએ વહુને નિગ્રહમાં રાખતાં, કામકાજ બતાવતાં, પોતાની પૂર્વાવસ્થા સંભારવી જોઇએ, કે હું પણ એવી જ હતી; અને હવે મહાવરાથી સર્વ કામમાં પ્રવીણ થઇ છું. માટે તે પણ દિવસે દિવસે મોટી થતાં સર્વ કાર્યમાં એની મેળે પ્રવીણ થશે.

વહુ ઘરના સર્વ કામમાં કુશળ હોય અને તે રસોઇ આદિનું કામ બુદ્ધિપૂર્વક કરતી હોય તો તેના ઉપર બેસી,

ચીકણો સ્વભાવ રાખી, તેની જે તે ભૂલ કાઢીને વારંવાર ટોકવી નહિ; કારણ કે એમ કરવાથી તે ઉત્સાહ ભંગ થાય છે તથા તેનું મન દુઃખાવાથી ચિત્ત વ્યગ્ર થઇ જાય છે. અને તેથી તે કામમાં કુશળ હોવા છતાં તેનાથી કામ બગડે છે.

વહુના શરીરનું આરોગ્ય નિત્ય સાસુએ જાળવવું. તેને કાંઈ પણ તાવ ઉધરસ કે સળેખમ આદિ વ્યાધિ થઈ આવે તો સાસુએ ઘરના પુરુષો દ્વારા ઔષધોપચારની જોગવાઈ કરી આપવી. ઘણે ઠેકાણે અબળાઓના શરીરમાં મોટા મોટા રોગોએ ઘર કરેલાં જોવામાં આવે છે અને તે લાજનાં માર્યાં કહી શકતાં નથી, તેમ જ અજ્ઞ સાસુ કે ઘરનાં વડિલો તેની સંભાળ લેતાં નથી, જેથી તેઓ છેવટે ભયંકર સ્થિતિએ પહોંચી જાય છે. માટે ઘરના પ્રમુખ માણસે ઘરમાં સર્વ આરોગ્ય છે કે કેમ? તેની નિત્ય સંભાળ લેવી.

દીકરાની વહુ વયે નાની હોય, અભણ હોય, વિદ્યા, કળા, ગુણ, ચતુરાઇ તથા બોલવા–ચાલવાના વિવેક–વિનયથી અજ્ઞાત હોય, સ્ત્રીઓનાં અવશ્ય કામોમાં પણ અણશિખાઉ હોય તથા કદ્રૂપી, રોગી, આળસુ કે જડ હોય, નિર્ધનની દીકરી હોય કે નીચા કુળમાંથી આવેલી હોય તો તેના દોષો તેને વારંવાર સંભળાવી તેનું મન દુઃખાય તેમ મહેણાં દઈ વઢવું નહિ. પણ તેનામાં જે સુધરી શકે તેવા દોષો હોય તે તેને સમજાવી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપી, તે દોષો સુધરાવવા. તથા તેનામાં જે જે ગુણોની ન્યૂનતા જણાતી હોય તે તે ગુણો પણ સુજ્ઞ સાસુએ ધીરે ધીરે શિખવાડવા.

સાસુનું શાણપણ, પ્રૌઢ બુદ્ધિ, વ્યવહારકુશળતા તથા વિદ્યા–કળાના જ્ઞાનની ખરી પરીક્ષા અને ખરી કસોટી ત્યારે જ થાય છે કે જ્યાર પોતાને ઘેર આવેલી અજ્ઞ તથા જડ જેવી વહુઓ પણ સારાં આચરણો વાળી થઇ સર્વ વ્યવહારમાં ચતુર નીવડે છે.

જેવો હર્ષ દીકરાને પરણાવી વહુને ઘેર લાવવા માટે પ્રથમ હોય છે તેવો હર્ષ તે વહુના આવ્યા પછી નિરંતર એક સરખો રહેતો નથી, માટે તેમ ન રાખતાં સાસુએ વહુના ઉપર નિત્ય એક સરખો જ પ્રેમ રાખવો.

પોતાની જ્ઞાતિમાં પોતાને કુલિનતા પ્રાપ્ત હોય, દીકરાને બીજી વાર પરણાવવા પાસે પુષ્કળ ધન હોય, કન્યાઓની બહુ છત હોય, તેમજ પોતાના પુત્રને બીજી વહુ સહજ મળે તેમ હોય તો પણ પરણીને આવેલી વહુને સોંઘી ગણી તેને દુઃખ દેવું નહિ; પરંતુ તેને પોતાના પુત્ર–પુત્રી સમાન જ ગણવી. જે સાસુઓ, વહુઓને પોતાની પ્રજા કરતાં હલકી ગણી દુઃખ દે છે, તેઓ ઇશ્વરનાં મોટાં અપરાધી ગણાય છે. માટે સમજણી સાસુઓએ પોતાના ઘરની સંપત્તિ અનુસાર ભોજન અને વસ્ત્રાલંકાર વડે વહુઓનું સન્માન કરી, નિરંતર તેમને પ્રસન્ન રાખવી. પોતાના પુત્રને, વહુ સુખી થવાથી જ આયુષ્ય, ધન, કીર્તિ, સુખ અને પુત્રાદિ સંતતિ પ્રાપ્ત થાય છે, એ સુજ્ઞ સાસુઓએ ક્યારે પણ ભૂલવું નહિ.

જેના ઘરમાં નિત્ય સાસુ વહુને કજીઓ કંકાસ થાય છે તેના ઘરમાં અલક્ષ્મી, દુઃખ, કુળની પડતી અને સઘળાં

અમંગળ આવી પ્રાપ્ત થાય છે. કલિયુગનો વાસ પણ કલેશ-કંકાસમાં જ છે માટે જ્યાં તે થાય છે ત્યાં કલિ પોતાનો નિવાસ કરી અધર્મ-અનીતિનાં દ્વાર ઉઘાડી, ઘરનાં માણસોને થોડા દિવસમાં યમપુરીનું દર્શન કરાવે છે. માટે સાસુઓએ કલેશ-કંકાસથી બહુ દૂર રહેવું. **સાસુ ગમે તેવા શુદ્ધ આચાર પાળે, હરિ ભકિત કરે કે કથા-કીર્તન સાંભળે પણ તે જો ઘરમાં કલેશ કરી વહુને સંતાપે તો તે તેનું સર્વ ફોકટ છે.** વળી સાસુએ સમજવું જોઈએ કે પોતાના પુત્રના સુખનો સઘળો આધાર એ વહુ છે. તથા હવે પછીના પોતાના વંશની ઉન્નતિનો આધાર એ વહુ ઉપર છે, અને એ વહુનાથી જ પોતાને પુત્રની પ્રજાનું દર્શન થશે, માટે વહુની પ્રસન્નતા નિત્ય જાળવવી જોઈએ.

વહુ અને દીકરો એકાંતમાં વાર્તા વિનોદ કરતાં હોય કે હસતાં બોલતાં હોય તો તેમની છાની ચેષ્ટા જોવાની ટેવ સાસુએ રાખવી નહિ. વહુના દોષો દીકરાની પાસે કહી બતાવી તે ધણીધણીઆણીમાં પરસ્પરમાં કલહ થાય તેવો ઉપાય સાસુએ કરવો નહિ. તથા વહુ પોતાને ન ગમતી હોવાથી બીજી કોઈ રીતે વહુ અને દિકરા વચ્ચે અણબનાવ થાય એવો યત્ન સાસુએ ન કરવો. તથા કોઈ રીતે ધણી-ધણીઆણીનો વિયોગ થાય તો ઠીક એવું અશુભ ચિંતન કરવું એ સાસુને યોગ્ય નથી. દીકરાને બીજી સ્ત્રી સુલભતાથી મળે તેમ હોય તો પણ અગત્યના કારણ વિના વૈરભાવથી બીજી સ્ત્રી લાવવા સાસુએ પ્રયત્ન કરવો નહિ. કારણ કે એમાં પુત્રનું ઇષ્ટ નહિ પણ માતાના પોતાના હાથથીજ પુત્રનું અનિષ્ટ કરાય છે. જેવી રીતે ઉંદરને દરમાં પેસતાં

સર્પનું અને બહાર નીકળતાં બિલાડીનું દર્શન થતાં જેવી દશા તે ઉંદરની થાય છે તેવી દશા બે સ્ત્રીઓવાળા પુરુષની થાય છે એવું નીતિ શાસ્ત્રનું વચન છે તે સાસુએ વિસરવું નહિ. વહુના સાંભળતાં પોતાના દીકરાને પણ તોછડા શબ્દમાં બોલાવવો નહિ, અયોગ્ય ઠપકો દેવો નહિ, અને લઢવું પણ નહિ.

વહુના સાંભળતાં તેના બાપને, માને, ભાઈને કે ભોજાઈ આદિ તેનાં પિયરીઆંને તોછડા શબ્દો કહી, ગાળો ભાંડી, તે વહુના મનની લાગણી દુઃખાવવી એ શાણી સાસુને ઘટિત નથી. સાસુએ વહુને મૂકીને કયારે પણ એકલાં ખાવાની ટેવ રાખવી નહિ. ખાવા પીવામાં તેની સારી રીતે સંભાળ રાખવી કારણ કે લાજને લીધે તે ભૂખી રહે તે ઠીક નહિ. કોઈ ફ્લફ્લાદિ કે મિઠાઈ મેવાના નવાઈના પદાર્થો ઘરમાં આવતાં તે પણ ભાગે પડતો વહુને સાસુએ આપવો જોઈએ.

નિરંતર સમયની એક સરખી સ્થિતિ ન રહેવાના ઈશ્વરી નિયમના સંકેતને લીધે, સાસુએ પૂર્વાવસ્થામાં ઘરની સારી સ્થિતિ અને વિશેષ વૈભવનું સુખ ભોગવ્યું હોય, અને કદાપિ વહુના સમયમાં સ્થિતિએ તે રૂપ બદલ્યું હોવાથી સાધારણ રીતે નિર્વાહ કરવાનો થાય કે જેથી સાસુએ દીઠેલા સુખમાં ન્યૂનતા થયેલી હોય, ત્યારે કેટલીક મૂર્ખ સાસુઓ પોતાની પૂર્વાવસ્થાનું સુખ સંભારી વહુને સંતાપવા કહે છે કે, "તું નઠારા પગલાંની," 'તું ટુંકા ભાગ્યની,' 'તારા આવવાથી અમારી આવી દશા થઈ.' આવાં દુષ્ટ વાક્યો કહે છે અને વગર કારણે વહુ સાથે કલેશ કરે છે. પણ સમજતી નથી કે આમાં તો વહુનો એકલીનો

નહિ પણ ઘરનાં સઘળાં માણુસોના પ્રારબ્ધ યોગનો જ દોષ છે. માટે વહુ સાથે આવું નિષિદ્ધ વર્તન સાસુએ કરવું નહિ.

કોઈ અઘટિત તથા હલકાં પડવા જેવા કર્તવ્યથી પણ સમજણી સાસુઓએ દૂર રહેવું. સાસુએ વહુને પોતાના કુલાચારની, નાતજાતની તથા બીજી કેટલીક વ્યવહાર સંબંધની રીતભાતમાં પ્રવીણ કરવી. વહુ વિદ્વાન્ હોય અને કદાપિ તે કોઈ સત્શાસ્ત્ર વાંચવામાં સમય ગાળે તો તેને તે સમયમાં વિક્ષેપ ન કરતાં જોઈતો સમય આપવો. પોતાનું જ્ઞાન વહુના કરતાં સારું હોય તો તેને શાસ્ત્ર વાર્તાનું રહસ્ય સમજાવવું. તથા આ નિત્યકર્મ સાસુએ બરાબર વાંચી, સમજી, વહુ વાંચી સમજી શકે તેમ ન હોય તો તેને સમજ પાડી શિખવાડવું. અને નિત્ય તેની પાસે ધીરે ધીરે તેવું આચરણ કરાવવું.

સાસુઓના ધર્મ તમને ટુંકામાં કહ્યા છે તેના ઉપર સર્વે બહેનો વિચાર કરી તેમને વર્તનમાં મૂકશો તો તમારું ઘર લક્ષ્મીજીનો વાસ બની રહેશે. બોલો શ્રી કૃષ્ણ કનૈયાલાલકી જય.

---

## દિવસ ૧૩ મો.

સમય થતાં મહોલ્લાની તથા બીજી પણ રસ લેતી બાઇઓ આવી ગયાં. ત્યારે શાન્તાબહેને કહ્યું બહેન, આજે ગર્ભિણીના ધર્મ, પ્રસૂતિ, પ્રસૂતિકાળ તથા બાળ ઉછેર વિષે કંઇ કહેશો ?

ગંગાબહેને પરમાત્માની જય બોલાવી નીચે પ્રમાણે કહેવા માંડયું.

બહેનો, પૃ. ૫૭ થી વર્ણવેલા **ગર્ભ સમયના** નિયમો તો લક્ષમાં હશે ? હવે **પ્રસવ** વિષે સાંભળો:—

પ્રસવ ( બાળકને જન્મ આપવો તે ) પ્રકૃતિની સ્વાભાવિક

ક્રિયા છે. જો શરીર તંદુરસ્ત હોય તો પરમેશ્વરની કૃપાથી પ્રસવકાળમાં બહુ પીડા નથી થતી. કદાચ કોઇ કારણથી પ્રસવમાં કષ્ટ થાય તો સારા–અનુભવી વૈદ ( દાક્તર )ની સલાહથી ઉપચાર કરવા જોઇએ.

પ્રસૂતિ માટેનો ઓરડો (ઘર) સાફ, હવા અજવાળાવાળો હોવો જોઈએ. હવા આવવા જવા માટે જાળિયાં તથા બારીઓ તે ઘરને અવશ્ય હોવાં જોઇએ. કપડાં સ્વચ્છ રાખવાં. નાળ છેદવા વગેરે માટે જે દાયણ બોલાવી હોય તે ચતુર (હોંશિયાર), ધીર, તથા અનુભવી હોવાં જોઈએ. તેના હાથના નખ કપાવી, બિલકુલ સ્વચ્છ રખાવા જોઇએ. ગર્ભિણી સ્ત્રીની યોનિ તથા આજુબાજુના પેટના ભાગને બહુ શર્દી તથા ગરમી ન લાગે તેની ખાસ સાવચેતી રાખવી.

આ પ્રમાણે પ્રસૂતિ થઈ રહ્યા બાદ, ફરીથી રજસ્વલા ન થાય ત્યાં સુધી ભૂલેચૂકે પણ પતિની પાસે જઇ સંભોગ ન કરે. પ્રસૂતિ બાદ ઓછામાં ઓછા ચાર માસ તો પતિસંગથી બચે. જલદી પુરુષ–સહવાસથી દૂધ બગડી જાય છે જેથી સ્તનપાન કરતા બાળકને બહુ નુકશાન પહોંચે છે. તે ઉપરાંત પુરુષ–સંગથી સ્ત્રી જલદી રજસ્વલા થાય છે. આથી કરી તેના રજમાં વિકાર ઉત્પન્ન થાય છે અને જલદી જલદી ગર્ભ ધારણ કરવાથી સ્ત્રીનું સ્વાસ્થ્ય હંમેશ માટે લથડી જાય છે.

### બચ્ચાંના પાલન વિષે થોડા નિયમો.

(૧) બાળકોને સ્વચ્છ કપડાંમાં રાખવાં જોઈએ. શર્દી તથા ગરમીથી તેમનું રક્ષણ કરવું. બાળકોને શર્દી બહુ દુઃખ-

કારી છે. કેટલીક વાર તો તેમનો નાશ પણ કરે છે. માટે શરદીના સમયમાં રોજ તેલ શરીર પર લગાવીને, પછી ગરમ પાણીમાં ભીંજાવેલા કપડાના કટકાથી તેનું શરીર લૂછી નાખવું.

તલના તેલમાં સાધારણ વાટેલો અજમો તથા થોડી લસણની કળીઓ અંદર નાખી તે તેલને કકડાવવું. પછી ઠંડુ થાય ત્યારે ગાળીને એક શીશીમાં ભરી લેવું. આ તેલ બાળકોને બહુ જ લાભદાયી છે. નવરાવતા પહેલાં હંમેશ તે શરીર પર લગાવવું.

૨. પ્રથમ દિવસથી જ બાળકને સ્તનપાન કરાવવું. પહેલે દિવસે માતાના સ્તનમાં દૂધ ન ઉતરે તોપણ સ્તનપાન કરાવવાની કોશીશ કરવી. સ્તનની ડીટડી બાળકના મુખમાં મૂકવાથી દૂધ ઉતરવા લાગશે. ભગવાન તો અલૌકિક કારીગર છે. તેની રચના અતિ અદ્ભૂત છે. સ્તનની સાથે ગર્ભાશયનો બહુ ગાઢો સંબંધ છે. એક બાજુ સ્તનપાનથી બાળકને પુષ્ટિ મળે છે ત્યારે બીજી બાજુ માતાનું ગર્ભાશય સંકોચાવા લાગે છે. જેથી માતા રક્તસ્રાવની ભયાનક પીડાથી બચી જાય છે. માતાનું દૂધ બાળકોને બહુ જ હિતકારી છે. જે બચ્ચાંને માતાનું દૂધ મળે છે તે સર્વથા નીરોગી, બળવાન તથા દીર્ઘાયુષી બને છે.

આજના જમાનાની ફેશનના ચક્કરમાં પડેલી તથા કેળવાયેલી (!) કહેવાતી સ્ત્રીઓ પ્રકૃતિના આ નિયમને ન સમજતાં, બાળકને સ્તનપાન કરાવવાથી પોતાના યૌવનની હાની થાય છે એવું માને છે. પરંતુ એમ માનીને વર્તનારી સ્ત્રીયો

બાળકને ભારે અન્યાય તથા પોતાના સ્વાસ્થ્યને ભયાનક નુકશાન કરે છે.

(૩) જરૂર સિવાય બાળકને વારંવાર સ્તન પાન ન કરાવવું. કઈ અવસ્થામાં કેટલું દૂધપાન કરાવવું એનો સાધારણ નિયમ નીચે પ્રમાણે છે.

( માતાના તથા બાળકના સ્વાસ્થ્ય અનુસાર આ નિયમમાં વધ–ઘટ કરી શકાય છે ).

(ક) પ્રસવના દિવસથી દસ દિવસ સુધી દર બબ્બે કલાકે દરેક વખતે એક અધોળ જેટલું દૂધ ધવરાવવું જોઇએ.

(ખ) પછી દોઢ માસની ઉમર સુધી દર અઢી કલાકે દોઢથી બે અધોળ જેટલું દૂધ ધવરાવવું.

(ગ) ત્યાર પછી છ માસની ઉમ્મરનું થાય ત્યાં સુધી દર ત્રણ અથવા સાડા ત્રણ કલાકે દરેક સમયે ત્રણથી ચાર અધોળ સુધી દૂધ બાળકને ધવરાવવું જોઈએ.

(ઘ) છ થી નવ માસ પર્યંત દર સાડા ત્રણ કલાકે છ અધોળ જેટલું દૂધ ધવરાવવું જોઈએ.

(ચ) દસમા માસથી દર ચાર ચાર કલાકને અંતરે અરધા શેર જેટલું દૂધ ધવરાવવું. જ્યાં સુધી રજોદર્શન થાય ત્યાં સુધી આ પ્રમાણે દૂધપાન કરાવવું. સામાન્ય રીતે પ્રસવ પછી આઠ મહીના પછી રજોદર્શન થાય છે. ત્યાર પછી બાળકને બીજો ખોરાક આપી શકાય.

(૪) બાળકને સ્તનપાન નિયમસર અમુક વખતે જ કરા-

વવું જોઈએ. હરતાં ફરતાં, બાળક રડયું કે તરત એમ અનિયમિત રીતે સ્તનપાન કરાવવાથી બાળકના પેટમાં બિમારી પેદા થાય છે.

શરીર બહુ જ મજબૂત તથા તંદુરસ્ત હોય, પરંતુ એકી વખતે માપથી અધિક ખાવાથી, વારંવાર અનિયમિત ખાવાથી, અગર કુપથ્ય ભોજનથી જ્યારે આપણને અજીર્ણ, સંગ્રહણી તથા મન્દાગ્નિ વગેરે વ્યાધિ થઈ જાય છે તો કોમળ બાળકોને અનિયમિતપણે દૂધપાન કરાવવાથી બિમારી થાય તેમાં તો નવાઈ જ શી ?

જે માતાઓ ઉપર બતાવેલા સમય દરમ્યાન માપથી વધુ દૂધ ધવરાવે છે અગર કંઈક કારણથી બાળક રોયું કે તુરત ધવરાવવા મંડે છે તેઓ બહુજ ગંભીર ભૂલ કરે છે. એમ કરવાથી અજીર્ણ થઈ બચ્ચાંનું પેટ ફૂલી જાય છે તથા ઝાડા થવા માંડે છે. બાળકનું શરીર હંમેશ માંદગીવાળુ રહે છે.

ઘણીએ માતાઓ, અજીર્ણથી અગર એવા બીજા કોઈ કારણથી બાળકના પેટમાં ચુંક આદિ દરદ થવાથી બાળક રોવા માંડે છે ત્યારે અજ્ઞાનને લીધે પરાણે પરાણે બાળકના મુખમાં સ્તનની ડીંટડી ઘાલી તેને દૂધ ધવરાવવાનો પ્રયત્ન કરે છે. આમ કરવાથી બાળકની બિમારી વિશેષ પ્રમાણમાં વધે છે. માટે દૂધ નિયમિત સમયે જ ધવરાવવું.

(૫) કેટલીક બાઈઓ બાળકોને રડતાં બંધ કરવા માટે બાળપણથી જ અફીણ ખવરાવવાની ટેવ પાડે છે. તેઓ આ એક ભારે ભૂલ કરે છે. અફીણ જેવી ચીજોથી બાળકોને બહુ

નુકશાન પહોંચે છે. માટે માતાઓએ ભૂલે ચૂકે પણ બાળકોને અફીણ આપીને સૂવાડવાની ટેવ ન સેવવી.

(૬) સૂતી વખતે બાળકના મુખમાં સ્તનની ડીંટડી રાખીને ન સૂવું. એમ કરવાથી દૂધ ચારે કોર વિખરાઇ જાય છે અને તેથી સ્તનમાં તથા બાળકના મુખ પર ચાંદાં પડે છે.

(૭) બાળકને ધવરાવતી વખતે તથા ધવરાવી રહ્યા પછી બન્ને સ્તન ચોકખા જળથી ધોઈને સાફ કરવા. તેમ ન કરવાથી સ્તનોમાં ચાંદીઓ પડી જવા સંભવ છે.

(૮) ગુસ્સો, ઉશ્કેરણી અગર શોકના આવેશ વખતે બાળકને કદી સ્તનપાન ન કરાવવું.

પ્રેમ, ઉત્સાહ તથા આનંદના સમયે જ સ્તનપાન બાળકોને માટે **અમૃત** તુલ્ય છે. પરંતુ ગુસ્સો, ઉશ્કેરણી અગર શોક સમયનું સ્તનપાન **વિષ** જેવું છે.

જેમ ગાય પોતાના વાછરડાને ધવરાવતી વખતે ચાટતી ચાટતી બહુ આનંદથી ધવરાવે છે તેમ માતા પોતાના બાળકને બહુ જ પ્યારથી તેના મસ્તક પર પોતાનો પ્રેમાળ કોમળ હાથ ફેરવતી ફેરવતી સ્તનપાન કરાવે.

(૯) માતા, બિમાર હોય તો બાળકને સ્તનપાન ન કરાવે. એવે સમયે, પોતાની જાતિની, બીજી કોઇ નીરોગી, શાન્ત, સુશીલ, મધ્યમ કદની, સુંદર 'ધાય' મળી આવે તો તેની વ્યવસ્થા કરવી. તે ન મળે તો ગાયના દૂધમાં અડધું પાણી તથા થોડીક સાકર ભેળવી, ગરમ કરી એકાદ વખત ઉપરથી 'તોર' વાળી લઈ પછી કુંફાળું (હશેકુ—સાધારણ ગરમ)

ફુંફાળું, ઉપર બતાવેલા નિયમ પ્રમાણે પાવું. દૂધ પાતી વખતે દરેક સમયે ગરમ કરવું જોઇએ. અતિશય ગરમ અગર તદ્દન ઠંડું દૂધ ન પાવું. સાકર બહુ જુજ પ્રમાણમાં નાખવી. નહિં તો પેટમાં કરમિયા પડી જાય. અને દૂધમાં અડધો અડધ પાણી અવશ્ય મેળવવું. દૂધને કાચના અગર માટીના સ્વચ્છ વાસણમાં રાખવું. તેમાં દૂધ પ્રથમ રેડતી વેળાએ તથા દૂધ કાઢી લીધા બાદ તે વાસણ તદ્દન સ્વચ્છ રાખવું જોઈએ.

**વિલાયતી દૂધ અગર દૂધના ડબ્બા વાપરવા બહુ જ હાનિકર્તા છે.**

(૧૦) પુત્ર અથવા પુત્રીના પાલનપોષણમાં ભેદભાવ ન રાખવો. સરખા જ પ્રેમથી બન્નેનું પાલનપોષણ કરવું.

(૧૧) બાળકોને દવાની ઝાઝી ટેવ ન પાડવી. લગાર થયું કે જુલાબ આપો એમ ન બનવું જોઇએ. માતાનું સ્વચ્છ દૂધ જ તેનો કોઠો સાફ કરવા માટે પૂરતું છે.

(૧૨) બાળકોને ખોળામાં જ રાખી (સુવાડી) ન મૂકવાં. તેમના શરીરને શર્દીથી બચાવીને જમીન ઉપર આળોટવા દેવાં.

બાળકોને આળોટવા માટે જમીન છાણ માટીથી લીંપેલી હોવી જોઇએ. **જમાનાની આંખે સુંદર દેખાતી લાદી અગર પત્થરથી જડેલી જમીન યોગ્ય નથી.**

(૧૩) બાળકોની સમક્ષ માતા-પિતાએ બુરી વાતો તથા કુચેષ્ટાઓ કદિ ન કરવી.

(૧૪) બાળકોને રાખવા તથા રમાડવા માટે નોકરો અગર નોકરડીઓ રાખવાં હોય તો તે બહુ જ સચ્ચરિત્રવાળાં હોવાં

જોઈએ. નહિં તો તેમના સંગથી બચ્ચાંનાં હૃદય ઉપર ખરાબ સંસ્કાર પડી જશે.

(૧૫) બાળકોને ઘરેણાં **ભૂલેચૂકે ન પહેરાવવાં.** ઘરેણાંથી બાળકોનાં શરીર તથા ચારિત્ર બંધારણમાં બહુ અડચણ નડે છે. તેમનાં જીવન સદા જોખમમાં રહે છે. કપડાં તંગ (બંધ બેસતાં—સજ્જડ) નહિં પહેરાવવાં. બને ત્યાં સુધી બાળકોનાં શરીર નાગાં ( ખુલ્લાં ) રાખવાની ટેવ પાડવી.

ખુલ્લા શરીર ઉપર સૂર્યનાં કિરણો પડવાથી તેમનાં રક્ત બિંદુઓ જલદીથી શુદ્ધ તથા તેજસ્વી બને છે.

એટલું કહી આજનો પ્રસંગ પરમાત્માના નામની જય બોલાવી ગંગાબહેને પૂરો કર્યો.

સર્વે બહેનો ગંગાબહેનના જુદા જુદા વિષયો ઉપરના આ જ્ઞાનની પ્રશંસા કરતાં ઘર તરફ વિદાય થયાં.

---

## દિવસ ૧૪ મો.

સમય થતાં સર્વે બહેનો ગંગાબહેનને ઘેર આવી ગયાં. પમાત્માના નામની જય બોલાવી ગંગાબહેન બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી મન્નથુરામ શર્માના શિષ્ય માણિક્યવર્માની આવેલી પત્રિકા વાંચી બધાને સમજાવવા મંડયાં.

### દેશનો ઉદ્ધાર.

દેશમાં માત્ર ભોગનાં સાધનો વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી. પણ નીતિ, સદાચાર, કર્તવ્યનિષ્ઠા, ને સ્વધર્મ પાલન વધે તેમાં દેશનો વાસ્તવિક ઉદ્ધાર છે.

દેશજનો મોજીલા થાય તેમાં દેશનો ઉદ્ધાર નથી, પણ દેશજનો સાદા થાય તેમાં દેશનો ઉદ્ધાર છે.

માત્ર ધોળાં લુગડાં પહેરવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ અંતઃકરણને ધોળાં–ઉજળાં કરવામાં દેશનો ઉદ્ધાર છે.

શૃંગારી કાવ્યોના રાગડા કાઢવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ પ્રભુભજનો ગાવામાં અને તાત્ત્વિક ચર્ચા કરવામાં દેશનો ઉદ્ધારછે

વારંવાર બ્રહ્મચર્ય ભંગ કરવામાં દેશનો ઉદ્ધાર નથી પણ પોતાના અધિકાર પ્રમાણે યોગ્ય બ્રહ્મચર્ય પાળવામાં દેશનો ઉદ્ધાર છે.

હોકા, બીડીઓ, સીગારેટો ને ચીરૂટો પીવામાં તથા ચાના ઘુંટડા ભરવામાં દેશનો ઉદ્ધાર નથી પણ એ બધાં વ્યસનોથી મુક્ત રહેવામાં દેશનો ઉદ્ધાર છે.

આંખો મીંચીને ચાલવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ જોઇ જોઇને ચાલવામાં દેશનો ઉદ્ધાર છે.

માત્ર માનસિક શિક્ષણ આપવામાં દેશનો ઉદ્ધાર નથી પણ માનસિક શિક્ષણ સાથે આવશ્યક શારીરિક શિક્ષણ આપવામાં દેશનો ઉદ્ધાર છે.

કર્તવ્ય કરવામાં અને અકર્તવ્યથી પાછા વળવામાં દેશનો ઉદ્ધાર છે, પણ કર્તવ્યાકર્તવ્યનો શાસ્ત્રદ્રષ્ટિએ વિચાર કર્યા વિના ગમે તેમ વર્તવામાં દેશનો ઉદ્ધાર નથી.

કુતર્કો કરવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ શ્રદ્ધા રાખી ધર્મનું રહસ્ય સમજવામાં દેશનો ઉદ્ધાર છે.

દેશમાં પરોપકાર વધે તેમાં દેશનો ઉદ્ધાર છે, સ્વાર્થ વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી.

દેશમાં વિનયવિવેક વધે તેમાં દેશનો ઉદ્ધાર છે સ્વચ્છંદતા વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી.

દેશમાં સંયમ વધે તેમાં દેશનો ઉદ્ધાર છે. ઇંદ્રિયલોલુપતા વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી.

દેશમાં શાસ્ત્રાનુસારિતા વધે તેમાં દેશનો ઉદ્ધાર છે. સ્વલોકાચાર વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી, પણ પતન છે.

દેશમાં શાન્તિસુખ વધે તેમાં દેશનો ઉદ્ધાર છે. ધમાલ ને ધાંધળ વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી.

આ લોકના વિષયોની વાસના વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી, પણ પરલોકવાસના વા મોક્ષવાસના વધે તેમાં દેશનો ઉદ્ધાર છે.

દેશમાં સલાહ સંપ વધે તેમાં દેશનો ઉદ્ધાર છે. કુસંપ અને કલહકંકાસ વધે તેમાં દેશનો ઉદ્ધાર નથી.

દેશજનોમાં ભેદ ભાગલા કે પ્રાંટા વધતા જાય તેમાં દેશનો ઉદ્ધાર નથી, પણ હૃદયથી અભેદ સધાતો જાય તેમાં દેશનો ઉદ્ધાર છે.

માયાવી મઝામાં દેશ આગળ વધતો જાય તેમાં દેશનો ઉદ્ધાર નથી, પણ પ્રભુપ્રાપ્તિનાં સાધનોમાં દેશ આગળ વધતો જાય તેમાં દેશનો ઉદ્ધાર છે.

સદાચારમાં દેશનો ઉદ્ધાર છે. અનાચારમાં દેશનું પતન છે. સૌ પોત પોતાની યોગ્યતા પ્રમાણે રહે તેમાં દેશનો ઉદ્ધાર છે. સૌને એક લાકડીએ હાંકવા જેવી સમાનતામાં દેશનો ઉદ્ધાર નથી.

સાબુ વધારે વાપરવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ શાસ્ત્રીય નિયમો વધારે પાળવામાં દેશનો ઉદ્ધાર છે.

સ્વધર્મની નિંદા અને તિરસ્કાર કરવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ સન્માન પૂર્વક સ્વધર્મનું પાલન કરવામાં દેશનો ઉદ્ધાર છે.

પોતાની ખાબોચિયા જેટલી બુદ્ધિમાં ડુબી જવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ સર્વજ્ઞ પુરુષોની મહાસાગરરૂપ બુદ્ધિવડે તરવામાં દેશનો ઉદ્ધાર છે.

બુદ્ધિ ઉપર રહે, અને જડતા—મૂર્ખાઇ—નીચે રહે તેમાં દેશનો ઉદ્ધાર છે. બુદ્ધિ અને જડતા કે મૂર્ખાઈ સાથે બેસે તેમાં દેશનો ઉદ્ધાર નથી પણ અધઃપાત છે.

વર્ણાશ્રમનું રહસ્ય સમજીને તેનું પાલન કરવામાં દેશનો ઉદ્ધાર છે. વર્ણાશ્રમને તોડવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ દેશનું અધઃપતન છે.

દેશની અણમોલ દોલતરૂપ શાસ્ત્રોના ભંડારને તાળાં દેવામાં દેશનો ઉદ્ધાર નથી, પણ તેને ઉઘાડી તેનો ઉપયોગ કરવામાં દેશનો ઉદ્ધાર છે.

બુદ્ધિ, જડતા કે મૂર્ખાઈ ને દોરવે તેમાં દેશનો ઉદ્ધાર છે. પરન્તુ જડતા કે મૂર્ખાઇ, બુદ્ધિને દોરવે તેમાં દેશનો અધઃપાત છે.

જે વાંચ્યું નથી, વિચાર્યું નથી કે અનુભવ્યું નથી તેને ખોટું કહેવામાં ભારે જોખમ છે. મૂર્ખ વિના અન્ય કોઇ એવું જોખમ ન ખેડે.

શાસ્ત્રીય નિયમોને, અને શિષ્ટાચારોને તોડતાં પહેલાં ચોંકો, અટકો, વિચારો ને ધીમેથી ડગલું ભરો.

સર્વજ્ઞ મહાપુરુષોના અનુભવોને હડસેલશો નહિ. એને હડસેલવાથી આપણે પોતે જ અંધારા કૂવામાં કે ભારે ઊંડી અંધારી ખાઈમાં હડસેલાઈ પડીશું.

બુદ્ધિશક્તિને સતેજ કરીને વા પ્રાપ્ત કરીને સુંદર રૂઢીઓના અને શિષ્ટાચારોના તથા કર્મકાંડના હેતુઓને, અને

ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડના રહસ્યને સૂક્ષ્મ દૃષ્ટિએ જુઓ, સમજો તેમજ ઉપનિષદોના, સ્મૃતિયોના અને પુરાણોના અધિકાર-ભેદે અપાયેલા ભિન્ન ભિન્ન ઉપદેશના સ્વરૂપને તથા તેનાં કારણોને સારી પેઠે તપાસો. એમ કર્યા વિના અમૂલ્ય રત્નોના અનવધિ ભંડાર કરતાં અનંતઘણા મૂલ્યવાળા ધર્મને અને ધર્મશાસ્ત્રોને ઉલ્લેખવામાં સાર નથી, પણ ભારે હાનિ છે.

રજસ્તમોમયી હજારો સાધારણ બુદ્ધિયો વિશ્વસનીય નથી, પણ સત્ત્વમયી એક બે અસાધારણ બુદ્ધિયો પરમ વિશ્વસ-નીય છે. ઈશ્વરી આજ્ઞાઓ રૂપ અને સર્વજ્ઞ મહાપુરુષોના મહા અનુભવ રૂપ શાસ્ત્રો અત્યંત વિશ્વસનીય છે.

---

આ પત્રિકા પૂરી વાંચીને સમજાવી રહ્યાં ત્યાર પછી નીચેની બીજી પત્રિકા વાંચવાનો આરંભ કર્યો:-

## વહાલાં જુવાન ભાઈ તથા બહેનોને સલાહ.

### ફેશન અને સાદાઇ

ફેશને આપણને બહુ હેરાન કરવા માંડ્યા છે, એટલે હવે આપણે આપણી જુની સાદાઈને સંભાર્યા વિના છુટકો જ નથી.

ફેશનથી આપણે મુલાયમ થતા જઈએ છીએ, સાદાઇ આપણને કાર્ય કરવાને શક્તિમાન રાખશે તથા બનાવશે.

ફેશન અને ગરીબી એ સાથે વસનારી બહેનો છે.

ફેશન ઉપરના મિથ્યા મોહકરૂપવાળી છે, સાદાઈ અંદરના સાચા સત્ત્વવાળી છે.

ફેશન ફરતી ફુદડી છે, સાદાઇ નિશ્ચળ સ્વરૂપવાળી છે.

ફેશન આપણને બંધનમાં નાખે છે, જ્યારે સાદાઈ આપ-ણને સ્વતંત્ર રાખે છે.

ફેશન આપણને અશક્ત બનાવે છે, જ્યારે સાદાઈ આપણને ખડતલ રાખે છે.

ફેશનથી આપણે બાયલા બનતા જઇએ છીએ, જ્યારે સાદાઈએ આપણા પૂર્વજોની શૂરવીરતા રક્ષી હતી.

હોય તો રોટલા સાથે ઘી ખાઓ, ગોળ ખાઓ, દહીં દૂધ ખાઓ, છેવટ છાશ ને રોટલો ખાઓ, પણ ફેશને ઘુસાડેલ ચાના ઝેરી રગડાથી બચો. ચાએ તો આપણા દેશનું લોહી ચૂસવા માંડયું છે. ચાને બદલે છાશ અમૃતનું કામ કરશે.

ઘણા જુવાનોનાં ઠીંગણાં, પાતળાં અને નિસ્તેજ શરીરો જુઓ, તથા હજી પણ અવશેષ રહેલા વૃદ્ધોનાં ઉંચાં ગડદીયા જેવાં ખખડધજ્જ અને તેજસ્વી શરીરો જુઓ; અને ફેશનને ફિટકાર આપો.

ફેશને આપણો સુંદર પોશાક ફેરવ્યો, ખાવા પીવાનું ફેરવ્યું, પવિત્રતા ટાળી, આપણને ધર્મહીન બનાવવા માંડયા, ખોટાં ખર્ચ ઘાલ્યાં, આપણું નાણું ટાળવા માંડયું, આપણને મિથ્યાભિમાની, સ્વચ્છંદી અને કર્તવ્યભ્રષ્ટ કરવા માંડયા, આપણા હિતકારી રિવાજોનો નાશ કરવા માંડયો, અને છેવટે વગર-સૂતકે આપણામાંના ઘણાને મુછો મુંડાવતા કરી નારીમુખ બનાવ્યા; તે ફેશનના પંઝામાં આપણે ક્યાં સુધી સપડાતા રહેશું ?

પશ્ચિમમાં લડાઈઓ છે તેટલી પૂર્વમાં નથી. પશ્ચિમમાં કાવાદાવા અને ખટપટો છે તેટલાં પૂર્વમાં નથી. પશ્ચિમમાં મનુષ્ય વિપ્લવ થઈ રહ્યો છે તેટલો પૂર્વમાં નથી. મહાભારતના યુદ્ધ કરતાં મનુષ્યોનો ઘણો મોટો નાશ પશ્ચિમના ગત મહાયુદ્ધમાં તથા ચાલુ યુદ્ધમાં થયો છે. પશ્ચિમમાં સ્વાર્થપરા-

ચણતા, અશાંતિ, દ્વેષ-કલેશ છે તેટલાં પૂર્વમાં નથી. શા માટે? **પશ્ચિમમાં ધર્મ જવા બેઠો છે. પૂર્વમાં હજી ધર્મ પાલન છે.**

વહાલાં જુવાન ભાઇ બહેનો! તમને અનુભવના ભંડારરૂપ ધર્મશાસ્ત્રોની તથા અનુભવી વિદ્વાનો, અને અનુભવી વૃદ્ધોની સલાહ છે કે તમારે પશ્ચિમની ફેશનરૂપ ભૂતાવળોથી બચવું હોય તો તમે પોતપોતાના ધર્મનું સારી રીતે પાલન કરો. સ્વધર્મનું પાલન કર્યા વગર ફેશનોના ઝેરી પવનથી બચાતું નથી, અને સુખકર સાદાઇ સેવાતી નથી.

આપણે જુનો, નીચેનો એક શ્લોક લક્ષમાં લઈ ને ફેશનને નિત્યને માટે તિલાંજલી દઈએ, અને વૃદ્ધોની સાદાઈ સેવીએ.

**नीचगृहाः स्थूलपटाः यथासंपत्तिभोजनाः ।**
**ते नराः सुखमेधंते क्लिश्यन्ते हीतरे जनाः ॥**

**અર્થ**-નીચા, નાના ઘરવાળા, જાડાં લુગડાંવાળા, અને જેવી ઘરની સ્થિતિ તેવું ભોજન કરનારા પુરુષો સુખ પામે છે, અને એથી ઉલટું વર્તનારા પુરુષો દુઃખ પામે છે. (માણિક્યવર્મા)

આજે પર્વનો દિવસ હોવાથી સઘળી બહેનોને સાંજના ઘર કાર્યની શાંતિ હતી. તેથી આ બે પત્રિકાઓ વંચાઈ રહ્યા બાદ તેમણે ગંગાબહેનને કંઇક વિશેષ સંભળાવવાની વિનંતિ કરી. શાન્તાબહેનને તો ઘેર જવાની ભાવના જ નહોતી થતી. તેથી તેમણે વિશેષ આગ્રહ કર્યો. સમય બહુ થઈ ગયો હતો છતાં ગંગાબહેનથી તે બધાની માગણી તરછોડાઈ નહિં.

ગુજરાતના દેશ સેવકોની પ્રથમ પંક્તિના સેવકોમાંથી એક સ્વર્ગ૦ **મોતીભાઇ અમીનનો ચારિત્ર્ય ખીલવવું** એ લેખ વધારા ઘટાડા સહિત સમજાવવો શરુ કર્યો.

આપણે મહાન સ્ત્રીઓ સીતા, તારા, દ્રૌપદી, કસ્તુરબા, કમળાનહેરુ, સરોજિની નાયડુ અથવા જગતના મહાન પુરુષ– ગાંધીજી, ગોખલે કે ઠક્કરબાપા જેવાં ભલે ન થઈ શકીએ, પણ ભલા માણસ તો જરૂર થઈ શકીએ.

માણસનું સાચું મૂલ્ય વિદ્વત્તા, શારીરિક બળ, દ્રવ્ય સંચય વા બાહ્ય–કીર્તિથી નથી અંકાતું. સુખ, વૈભવ, મોજમજાહ વા પરાક્રમો ચારિત્ર્ય ન હોય તો નકામાં છે.

માટે જીવનમાં સત્ય ઉતારીએ, મનમાં હોય તેજ છુપાવ્યા વિના બોલીએ અને જે બોલીએ તેજ આચરીએ; ટૂંકામાં વિચાર, વાણી અને આચાર–ત્રણેની એકતા જીવનમાં સાધીએ તો જ આપણે સાચાં માણસ કહેવાઈએ. 'જૂઠનો આવરદા બે ઘડી,' 'સત્ય છાપરે ચઢી પણ બોલે છે.' માટે સુખી થવું હોય, સુખી કરવાં હોય, શાન્તિ અને સંતોષનું વાતાવરણ પ્રસારવું હોય તો ચારિત્ર્ય ખીલવવું. ચારિત્ર્યની ખીલવણીમાં ઉદ્યોગ, ખંત, આગ્રહ, ધીરજ, શાન્તિ, નિયમિત-પણું, ચોકસાઈ, વ્યવસ્થા વગેરે વગેરે ઘણા સદ્ગુણો આવી જાય છે. ઈશ્વરે આપેલી વા માબાપ તરફથી મળેલી વા પુરુષાર્થથી મેળવેલી કોઈ એક વસ્તુ એવી નથી કે જે ચારિત્ર્ય વિના એક પળ પણ આપણને સુખ, સંતોષ કે શાન્તિ આપી શકે.

હું પોતે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થયો છું. મારી આવક સામાન્ય છે. વિદ્વત્તા તો નહિ જેવી જ છે. લેખનશક્તિ વા વક્તૃત્વ બિલકુલ નથી. છતાં ચારિત્ર્યને બળે મનુષ્યોમાં મારું સ્થાન ગૌરવવંતુ અને ઉચ્ચ મનાયું છે. જેઓ મારા સંબંધમાં આવ્યાં છે અને જેઓ મારાં કહેવરાવવા ઇચ્છે છે

તેમને વારસામાં ચારિત્ર્યના મારા દૃષ્ટાંતનું અનુકરણ કરવાનું સોંપું છું. મારો સાચો વારસો, ચારિત્ર્ય અને ઉચ્ચ સંસ્કાર છે, જેના અસ્તિત્વથી મારાં જે સંબંધિ હોય, તે પાપ કરે જ નહિ. અને તેવા વિચાર આવતાં જ મારા સ્મરણ માત્રથી પાપમાંથી પાછાં હઠે.

બહેનો, તમે સર્વે મારાં સંબંધિ છો. હંમેશ આપણે સાથે બેસી એક એક કલાક અથવા કોઈ સમયે વધારે વખત પણ ગાળિયે છીએ. આ બધું સફળ ક્યારે થાય? ચારિત્ર્ય ખીલવો અને આચરણમાં મૂકી જે કોઈ તમારા સંગમાં આવે તેને તમારા ચારિત્ર્યથી સંતોષ પમાડો. અને તેમને ચારિત્ર્યવાન બનાવવા તનતોડ મહેનત કરો.

સમજાવી રહ્યા પછી શ્રી કૃષ્ણચંદ્રદેવકી જય બોલાવી બધાને રજા આપી.

---

## દિવસ ૧૫ મો.

ઉમરેઠાથી રમણભાઈ નામના એક પટેલ, પગપાળા શ્રી દ્વારકાંનાથનાં દર્શન કરવા નીકળ્યા છે. રસ્તામાં અનેક સ્થળે મુકામ કરતા કરતા પોતે નડીઆદ સુધી આવી પહોંચ્યા. થાકી ગયા હતા. કોઈ સ્થળે વિશ્રામ મળે તો ઠીક એવો વિચાર કરતા એક ઘર આગળ આવી ઊભા રહ્યા. તે ઘરનાં માલિક શાન્તાબાઈએ તેમનો સત્કાર કર્યો. ભોજન વગેરે કરાવી એક ઓરડામાં આસન કરી આપ્યું. ઘરકામ કરતાં જાય અને ધોળ ગાતાં જાય. પથારીમાં આળોટતા રમણલાલે આ સાંભળ્યું અને મનમાં થયું કે આ તે લક્ષ્મીજી જેવાં દેવીનું કોઈ ઘર હશે કે શું? રસ્તામાં બે ચાર જગાએ મુકામ કર્યો; ત્યાંના કરતાં અહિંનો અનુભવ

તો આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો છે. જો દુનિયામાં આવાં સ્રીરત્નો હોય તો સ્વર્ગમાં અને અહિં આ લોકમાં ફેર શો ?

એવો વિચાર કરે છે એટલામાં ગંગાબહેનને ત્યાં જવા શાન્તાબહેને મહેમાનની રજા માગી.

અજાણ્યા અને આનંદમગ્ન થએલા રમણલાલે પૂછ્યું, બહેન, આવા તાપમાં અત્યારે ક્યાં જશો? હજુ તો અઢી વાગ્યા છે.

શાન્તા૦—ભાઈ, તમો નીરાંતે અહિં રહો. કલાક દોઢ કલાક પછી હું અહિં પાછી ફરીશ. ગંગાબહેન નામનાં એક મારાં ગુરુ છે. મારાં સંબંધી છે. તેમને ત્યાં હું સત્સંગ માટે જાઉં છું. સ્રી ધર્મ માટે તે અમને ઉત્તમ પ્રકારનો બોધ આપે છે અને તે બધો બોધ પોતે આચરે છે તથા અમને પણ તે પ્રમાણે આચરણ કરાવે છે.

રમણ૦—બહેન, અહિં પડયો રહું તેને બદલે તમને અડચણ ન હોય તો હું તમારી સાથે આવું?

શાન્તા૦—ભલે, ભાઈ, પણ ત્યાં અમે બધાં સ્રીઓ જ હોઈએ છીએ.

રમણ૦—તમે તો માતાઓ છો. વયોવૃદ્ધ છો. અને આવાં સાધ્વી, ગંગાબહેનનાં દર્શન થશે. મને તો આજે બહુ આનંદ થયો છે, હું સાથે આવું છું. બન્નેજણ ગંગાબહેનને ઘેર પહોંચ્યાં.

ગંગાબહેને આ આવેલા ભાઈનો મીઠા, મધુર શબ્દોથી સત્કાર કર્યો. આસન આપી જળનો લોટો લાવી તેમના આગળ મૂકી દીધો.

રમણભાઇ આશ્ચર્ય ચકિત નેત્રે ચારે બાજુ ઘરમાં જુવે

છે. શાન્તાબહેન અને ગંગાબહેનનું ઘર, શાન્તાબહેન અને ગંગાબાઇનું વર્તન, એક સરખાં ભાસ્યાં. જરાએ ફેરફાર નહિ.

થોડી વારમાં તો ગંગાબહેનની રવેશમાં સ્ત્રીઓની મંડળી જામી ગઈ. રમણલાલને ત્યાં બેસવાની મંજુરી મળી.

પરમાત્માની જય બોલાવી આજે ગંગાબહેને વિધવા સ્ત્રીઓના ધર્મ વિષે નીચે પ્રમાણે કહેવા માંડયું :

## વિધવા સ્ત્રીઓના ધર્મ.

પતિનું ભવિષ્ય થયા પછી સ્ત્રીઓએ પાળવાના બે પ્રકારના નિયમો શાસ્ત્રમાં કહ્યા છે. (૧) ધર્મ શાસ્ત્રમાં કહેલો વિધવા ધર્મ પાળવો. (૨) એક ચિતામાં સાથે બળવું.

આ પ્રમાણે બે નિયમો છે, પરંતુ હાલના વખતમાં બીજો બળી મરવાનો નિયમ (જેને સૌ સતી થવાનું કહે છે તે) બંધ થયો છે; માટે વિધવા ધર્મ બરાબર પાળવો તેજ ઉત્તમ છે.

જે સ્ત્રી પોતાના પતિના ભવિષ્ય પછી, વિધવા ધર્મ સદાચરણ સહિત પાળે છે, તે સ્ત્રી અવસાન પછી સ્વર્ગવાસી પતિને પામી તેની સાથે સ્વર્ગલોકનું સુખ ભોગવે છે.

વિધવા સ્ત્રીએ સદાચાર હંમેશાં પાળવો. જો સદાચાર ન પાળે તો દુરાચારના પાપથી પોતે નરકમાં જાય છે, અને પોતાના સદાચારી પતિને સ્વર્ગમાંથી નરકમાં પાડે છે. વળી સદાચાર પાળનારાં પોતાનાં માતા, પિતા, ભાઈ વગેરે ઉત્તમ ગતિ પામ્યાં હોય તેમને પણ વિધવા સ્ત્રી દુરાચારથી નરકમાં પાડે છે; માટે સદાચાર પાળવાથી જ સર્વને સુખ મળે છે.

સનકાદિક તથા વાલખિલ્યાદિક ઋષિયો, પુત્ર વિનાના છતાં જેવી રીતે બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વર્ગને પામ્યા છે, તેવી

રીતે પોતાના પતિનું ભવિષ્ય થયા પછી વિધવા સ્ત્રીએ બ્રહ્મચર્યાવસ્થામાં ( જીતેંદ્રિય ) રહેવું, કારણ કે તેથી **તે સ્ત્રી, પુત્ર વિનાની હોય તો પણ સ્વર્ગને પામે છે. ( મનુસ્મૃતિ )**

વિધવા સ્ત્રીએ કંદમૂળ અથવા ફળફૂલ ખાઈ પોતાના દેહને દમવો (ઇન્દ્રિયો નિયમમાં રાખવી). પતિના ભવિષ્ય પછી કોઈ અન્ય પુરુષનું નામ પણ મુખેથી લેવું નહિ, અને શિયળ બરાબર પાળવું.

વિધવા સ્ત્રીએ પતિના મરણ પછી પોતાના માથાના વાળથી અંબોડો વાળવો નહિ; કારણ કે વાળની ગાંઠ બાંધવાથી પોતાના પતિનું પરલોકમાં બંધન થાય છે, ( દુઃખી થાય છે). માટે વિધવાએ મુંડન કરાવવું ( બૃહન્નારદીય પુરાણ.)

વિધવા સ્ત્રીએ એક વાર જમવું. ( પોતાના મનની વૃત્તિ નિયમમાં રહે તે પ્રમાણે ખોરાક લેવો.) તથા કદાપિ પલંગ ઉપર સૂવું નહિ; કારણ કે પલંગ પર સૂવાથી મરણ પામેલા પતિને નરક મળે છે. માટે સ્વર્ગવાસી પતિનું ભલું ઇચ્છનારી વિધવા સ્ત્રીએ પૃથ્વી પર પથારી કરી સૂવું. કોઈ પણ રોગના કારણથી ખાટલાનો ઉપયોગ કરવો પડે તો રોગ મટે ત્યાં સુધી ખાટલે સૂવું, અને શરીરે સુગંધી પદાર્થો લગાડવા નહિ તેમ પાસે રાખવા નહિ. ( ધર્માબ્ધિ )

વિધવાએ ચોટલો વાળવો નહિ. પાન ખાવું નહિ, ચંદન—ફુલ ધારણ કરવાં નહિ, શોભિત તથા રંગેલાં વસ્ત્ર પહેરવાં નહિ, આંખો આંજવી નહિ, નિત્ય નાહીને ધોળાં વસ્ત્ર પહેરવાં. ક્રોધને જીતવો અને ઇંદ્રીઓને વશ રાખવી. (હારિત સં.)

વિધવા સ્ત્રીએ પ્રતિદિન મરણ પામેલા પતિનું, સસરાનું તથા વડસસરાનું નામ, ગોત્ર સાથે બોલી દર્ભ, તલ અને જળ વડે તર્પણ કરવું. ( બ્રહ્મપુરાણ.)

વૈશાખ, કાર્તિક અને માઘ માસમાં વિશેષે કરીને વિધવા સ્ત્રીએ સ્નાન, દાન, તીર્થયાત્રા તથા ઉપવાસ, ચાંદ્રાયણ વગેરે વ્રત કરવાં; તથા વિષ્ણુ–શિવવગેરેના નામ (**મંત્ર**) નું મનન કરવું તથા શ્રવણ કરવું. (કાશીખંડ)

વિધવા સ્ત્રીએ મિષ્ટાન્ન (પકવાન્ન) જમવાં નહિ, તેમજ નાના પ્રકારના વૈભવ કરવા નહિ. પવિત્ર વિધવા સ્ત્રીએ એકાદશી, કૃષ્ણ જન્માષ્ટમી, રામનવમી તથા મહાશિવરાત્રીને દિવસે જમવું નહિ (ઉપવાસ કરવા). ઉપરના નિયમો પાળી સદાચારમાં રહી ઉપવાસ, વ્રત વગેરે કરવાં, પણ કોઇ દિવસ નિંદા થાય તેવું કામ કરવું નહિ. આ પ્રમાણે વિધવા ધર્મ, શાસ્ત્રકારે કહ્યા છે. જે વિધવા સ્ત્રી જીતેંદ્રિય થઈ સદાચારમાં વર્તે છે તેનો પતિ સ્વર્ગનું સુખ ભોગવે છે; અને પોતે પણ આ લોકમાં સત્કીર્તિ પામી, મરણ પછી ઉત્તમ ગતિને પામે છે. (કૃષ્ણજન્મખંડ)

રમણલાલને ગંગાબહેનની ઉપદેશ દેવાની અને સમજાવાની શક્તિ જોઈ ઘણો આનંદ થયો. એ ધર્મોનો સ્ફોટ પોતે કરી રહ્યાં. પછી રમણલાલે ગંગાબહેનને તે બહેનો સમક્ષ પોતાનો આજનો અનુભવ વર્ણવી બતાવવા પોતાને રજા આપવા વિનંતિ કરી.

ગંગાબહેને તે સહર્ષ મંજુર કરી.

રમણલાલે પરમાત્માના નામની જય બોલાવી. પછી પોતે

કોણ છે અને ક્યાં જવા નીકળ્યા છે તે કહી, આજનો અનુભવ કહેવા માંડયો:—

( મન્દાક્રાન્તા )

ચાલી ચાલી, પગ રહી ગયા થાકીને લોથ પોથ,
ધાર્યું લેવા નજીક દીસતાં ગામમાં આજ ઓથ,
રાત્રિ વીતી ગઈ હતી અને ઊગતું'તું સવાર,
ક્યાંથી આ'વે, કવખત મળે આશરો આપનાર ? ૧
પેઠો એવી, ફીકર કરતો ગામ ભાગોળમાં હું,
રસ્તે પેલા, પડયું ન નજરે બારણું કોઈ ખુલ્લું;
આઘે જતાં, ઘર નાનકડું એક ખુલ્લું જણાયું,
ચોખ્ખું સાદું, કંઇ ગરીબડું તોય લાગ્યું મઝાનું. ૨
ધારી હિંદુ, ઘર સુજનનું બારણામાં ગયો હું,
નાનું ચોખ્ખું, રમણિક પળી જોઈ રાજી થયો હું;
જાઈ જુઇ, સરસ ફુલની વેલ ઉંચે ઉડેલ,
પૂજા માટે, વળી તુલસીના છોડવાઓ ઉગેલ. ૩
બેઠો દીઠો, નજર કરતાં આસને શુદ્ધ વસ્ત્રે,
આઘે પૂજા, પુરુષ કરતો દેવની એક ચિત્તે;
દેખી ત્યાં મેં, નજીક ગૃહિણી પુષ્પ લૈને ઉભેલી,
જાણે લક્ષ્મી, નિજ ઘર તજી આવી આંહી વસેલી. ૪
પે'ર્યાં ચોખ્ખાં, ચણક લુગડાં સાવ સાદાં શરીરે,
વેણી ગુંથી, હતી સરસને કેશ ઓળ્યા સુરીતે;
કીધેલી શી કુમકુમતણી આડ ઝીણી કપાળે,
તેની વચ્ચે, ટીપકી ઝીણી કૈં ઓર શોભા વધારે. ૫

### વંસતતિલકા

મૂક્યાં સુગંધિ ફુલડાં પતિ હાથમાંહી,
ચાલી ધીરેથી કરવા, ઘરકામ કાંઇ;
મારાભણી નજર ગૈ, ધણિ ધ્યાનમાં છે
જાણી–કહ્યું, વિનયથી હળવેથી સ્રીએ. ૬

### શાર્દૂલવિક્રીડિત

"આવો ભાઇ" કહી સુઆસન મને, આપ્યું વળી બેસવા,
ઠંડુ પાણી ભરેલ પ્યાલું ઉજળું, લાવી મુકયું પાસમાં;
દેખી ચંચલતા સુણી વચન એ, નિર્દોષ મીઠાં, મને
લાગેલો શ્રમ રાત્રિનો ઉતરિયો, શાંતિ થઈ અંતરે. ૭
બેસી સ્વસ્થ થઇ કરી નજર મેં, ચારે ખુણાઓ મહિં,
મેલા ચીંથરડા તણા અહિં તહિં, ડુચા જણાયા નહિ;
માંજેલાં સહુ વાસણો ચળકતાં, સ્થાને પડયાં'તાં બધાં,
સાદા વસ્ર પવિત્ર વર્ગણી પરે, દૂરે સૂકાતાં હતાં. ૮
સામી ભીંત પરે હતી લટકતી, નાની છબીઓ ઘણી,
સાવિત્રી, ઉત્તરા, સીતા, અનસૂયા, કુંતા સતીઓ તણી;
સારાં પુસ્તક ને સુરાચરચિલાં, શું ગોઠવેલાં અહા!
નીતિ ધર્મ ગૃહસ્થની ફરજનાં, વાક્યો લખેલાં હતાં. ૯
પૂજા પૂરી થયા પછી ઘરધણી, મારી કને આવીઓ,
માયાળુ વચનો કહી કુલવડે, સત્કાર મારો કર્યો;
પૂછી કૂશળતા પછી મીઠી મીઠી, આનંદ વાતે ભળી,
સ્નાનાદિ ખટ નિત્ય કર્મ કરીને, પ્રીતે જમાડયો વળી. ૧૦

### અનુષ્ટુપ

વિસામો ઘડી બે લેવા, આડે પડખે હું થયો,
જરા ઊંઘી ઉઠી સૂણ્યું, મેં નજીકના ઓરડે. ૧૧

માતાઓ, બહેનો, જરા વિસામો લઈ પથારીમાં પડયો પડયો હું આળોટતો હતો. તે વખતે બાજુના ઓરડામાં આ શાન્તાબહેન, ઝીણા અવાજથી મધુર કંઠે ગાતાં હતાં તે હું સાંભળવા લાગ્યો.

### ધોળ.

" બ્હેન ! જન્મ લઈ ને સંસારમાં,–
નિજ ધર્મ પૂરો ન પળાય–જીવ્યું તો શા કામનું ? ૧
બ્હેન ! નારી જનમને પામીને,
ખાલી ખાધે પીધે જો મણાય,–જીવ્યું તો શા કામનું ? ૨
બ્હેન ! સાચું સગું આ સંસારમાં,
માત્ર સ્વામી જો એ ન જણાય,–જીવ્યું તો શા કામનું ? ૩
બ્હેન ! સ્વામીને ઈશ્વર જાણીને,
પ્રીતે પૂજન તેનું ન થાય,–જીવ્યું તો શા કામનું ? ૪
બ્હેન ! જપ તપ વ્રત ઘણાં કરે,
પતિવ્રત પૂરું ન પળાય,–જીવ્યું તો શા કામનું ? ૫
બ્હેન ! વિદ્યા ભણી, ધર્મ પાળીને,
નહિ સ્વામીને રાજી રખાય,–જીવ્યું તો શા કામનું ? ૬
બ્હેન ! સ્વામીની સેવા એ મોક્ષ છે,
એવું અંતરમાં ન મનાય,–જીવ્યું તો શા કામનું ? ૭
બ્હેન ! ગૃહિણી થઈ ને ન જાણીયું,
ઘર કામ શું ? ને કેમ થાય ?–જીવ્યું તો શા કામનું ? ૮

શાન્તાબહેન ઘરનું કામ કરતાં જાય અને આવું ગાતાં જાય. મને તો ઘણો આનંદ થયો. પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યો કે આ લાભ મને મળ્યો. એક ધોળ પૂરું થતાં શાન્તાબહેને બીજું શરૂ કર્યું. અને હું એક ચિત્તે સાંભળવા લાગ્યો.

ધોળ

સખિ ! ઉઠી પ્રભાતના પો'રમાં,
નિત્ય કરીએ પતિને પ્રણામ, પછી બીજું કામ—
પતિ....વ્રત પા....ળીએ. ૧
સખિ ! દાતણ પાણી કર્યા પછી,
વાળી ઝાડીએ ઘરને હંમેશ, ગંદુ નહિ લેશ—પતિ. ૨
સખિ ! ચોખ્ખું ચણક ઘર જેહનું,
તેમાં લક્ષ્મી કરે જઈ વાસ, દારિદ્રનો નાશ—પતિ. ૩
સખિ ! કેશ સુરીતથી બાંધીએ,
સ્નાન કરીએ પહેરીને ચીર, ન નગ્ન શરીર—પતિ. ૪
સખિ ! વસ્ત્ર પવિત્ર તે પ્હેરીએ,
કરી કુમકુમ ચિન્હ લલાટે, સૌભાગ્યને માટે—પતિ. ૫
સખિ ! દાતણ ને જળ રાખીએ,
પતિ ઊઠે ત્યારે તૈયાર, લાગે નહિ વાર—પતિ. ૬
પછી તૈલ ચોળી નવરાવીએ,
આપી વસ્ત્ર પહેરવા પવિત્ર, ન મેલાં ખચીત—પતિ. ૭
પૂજા માટે સુપાત્રને રાખવાં,
બહાર માંહે બહુ ઉટકેલ, ન મેલ ચડેલ—પતિ. ૮

પતિ પૂજા કરે ત્યારે આપણે,
ધરી શાંત ચિત્ત પતિ ધ્યાન, ઠરી એક ઠામ—પતિ. ૯
પછી પાકશાળામાં પેસીએ,
અન્ન રાંધીએ ઉત્તમ રીત, ધરી બહુ પ્રીત—પતિ. ૧૦
પાસે બેસી પતિને જમાડીએ,
પ્રેમે નાંખી વિંઝણે વાય, બફારો જો થાય—પતિ. ૧૧
મુખવાસ પછી કાંઈ હોય તો,
પ્રીતે દેવો આપી બહુ માન, ગણી ભગવાન—પતિ. ૧૨
પછી જમીએ પતિ તણા પાત્રમાં,
પહેલાં ખાવી પ્રસાદી હંમેશ, રહી હોય શેષ૦—પતિ. ૧૩
પતિ બહાર ગયે ઘરમાં રહી,
કરિયે હોય આપણું જે કામ, રટી પતિ નામ૦—પતિ. ૧૪

---

પોતાના અનુભવની આટલી કથા સંભળાવી રમણલાલ બોલ્યાઃ

માતાઓ! બહેનો! આજનો દિવસ મારા જીવનમાં "સુવર્ણનો દિવસ" છે. કારણ કે ભગવાન દ્વારકાંનાથનાં દર્શન તો મને થશે ત્યારે ખરાં. પરંતુ આવું સ્વર્ગીય સુખ જે મને આજે શાન્તાબહેનને ઘેર મળ્યું તથા આવાં તમારાં જેવાં સ્વર્ગની દેવીઓ સમાન માતાઓનાં અને સરસ્વતી સમાન ગંગાબહેનનાં દર્શન થયાં, **તેથી હું કૃતાર્થ થયો છું. હું ધન્ય છું.**

ઉમલ્લાથી નીકળી અહિં આવતાં કેટલેક સ્થળે મેં મુકામ કરેલા. ઘણાં સ્થળે પતિ પત્ની વચ્ચે રીસામણાં મનામણાં, નજીવી વસ્તુઓ માટે કલેશ અને નણંદ ભોજાઇ તથા સાસુ વહુ વચ્ચે ક્લેશ જોયા.વળી ઘણે સ્થળે "ઘરમાં એંઠાં અને બારણે બેઠાં " એવાં ઘર અને સ્ત્રીઓ જોયાં. મને લાગતું હતું કે આ કળિયુગનો અંત ક્યારે આવશે ? પણ શાન્તાબહેનનાં ઘર, વાસણ અને વસ્ત્રની સ્વચ્છતા; ગૃહ વ્યવહાર, તેમનો પ્રેમ, તેમનો ઉત્સાહ વગેરે જોઈ મને બહુ શાન્તિ વળી. પ્રભુ શ્રી દ્વારકાંનાથ પાસે હાથ જોડી માગું છું કે આવાં નન્દનવન સમાં શાન્તિનિકેતન હરેક સ્થળે સ્થાપો.

ગંગાબહેનને પગે લાગી, શાન્તાબહેન તથા બીજાં સર્વે બાઈઓને નમસ્કાર કરી શ્રી દ્વારકાંનાથની જય બોલાવી રમણલાલે બોલવાનું બંધ કર્યું.

ગંગાબહેને બધી બહેનોને આજનો પ્રસંગ પૂરો થયો છે, કહી જવાની રજા આપી.

રમણલાલે, બધી બહેનોના ગયા પછી, સાધ્વી, પરોપકાર પરાયણા ગંગાબહેનને પ્રણામ કર્યા, અને પોતાને કૃતકૃત્ય માનતા તેમની રજા લઈ નીકળ્યા.

સર્વેના ગયા પછી ગંગાબહેન એકલાં રહ્યાં. રમણલાલે શાન્તાબહેનના સ્વભાવ તથા આચરણનું જે વર્ણન કહી સંભળાવ્યું તેથી તે ઘણા જ આનંદમાં આવી ગયાં હતાં.

પોતાના આસન ઉપર સ્થિર ચિત્ત કરી પ્રભુનું ધ્યાન ધર્યું. તે સર્વશક્તિમાન, સર્વજ્ઞ, દયાળુ પ્રભુની દયાનું દર્શન

પંદર દિવસ જેટલા ટુંકા સમયમાં, શાન્તાબહેનને, પોતાની મનોવાંચ્છના પૂર્ણ થવાથી પોતાને તથા મનોહરદાસને તેમણે કરાવ્યું તે મહાન ઉપકારના બદલામાં તે અધમઉદ્ધારણની પ્રાર્થના કરવા ઉપરાંત બીજું કાંઈ પોતા પાસે નહોતું. **પોતે ગંભીર પણ મધુર સ્વરે અને ભાવ પૂર્ણ હૃદયે પ્રાર્થના કરે છેઃ—**

હે દીનબંધો, હે અધમઉદ્ધારણ, શાન્તાબહેન જેવાં, ઉકરડામાં કચરા નીચે દટાઈ રહેલાં, ભારતનાં સ્ત્રી રત્નોનો ઉદ્ધાર કરવા, આપની અનહદ શક્તિમાંથી કંઈક શક્તિ ભારતવર્ષની દેવીઓના હૃદયમાં પ્રેરો. તથા મનોહરદાસ જેવા સુશીલ અને શાન્ત પરંતુ ધર્મપત્નીના અજ્ઞાનને લીધે ગૃહસ્થાશ્રમમાં સીઝાતા પુરુષ વર્ગને, સ્ત્રીઓનો ઉદ્ધાર કરે તેવાં સાધનો, " તુલસીકૃત રામાયણ " "સદ્દહૃદય તથા ધર્મપરાયણા નિષ્કામી સ્ત્રીઓનો બોધ," " ન્યાયમૂર્તિ ગોવિંદ રાનડેનું કૌટુમ્બિક જીવન, " " સતી મંડળ ભાગ ૧ લો, ૨ જો, " " ભારતનાં સ્ત્રી રત્નો ભાગ ૧—૨—૩ " તથા " આ પુસ્તક જેવાં પુસ્તકો " પ્રાપ્ત કરાવી સર્વે ધર્મપત્નીઓ તે સાધનોનો ઉપયોગ કરે તેવી પ્રેરણા કરો.

દયાળુ પ્રભુની વારંવાર જય બોલી પોતે પોતાને કામે વળગ્યાં.

શાન્તાબહેનને ગંગાબાઈનો સમાગમ મળ્યે આજે એક પખવાડિયું પૂરું થયું. આજે **વૈશાખ વદિ** ૩ નો દિવસ છે. રમણલાલ અને મનોહરદાસ સંધ્યાકાળ સમયે ઘેર આવી પહોંચ્યા. શાન્તાબહેને સ્નાનાદિક કરી, પવિત્ર વસ્ત્રો પહેરી, પોતાના પતિદેવની પૂજા, આરતિની તૈયારી કરી. એટલામાં

મનોહરદાસ સ્નાનાદિ ક્રિયાઓથી પરવારી પોતાના આસન ઉપર બેસી ગયા. ત્યાર પછી શાન્તાબહેને

પતિનાં ચરણ ધોઈ, ચરણામૃત લીધું, આચમન કર્યું; કુમકુમ, અક્ષત અને પુષ્પથી તેમની પૂજા કરી પછી દીપક પ્રગટાવી આરતિ ઉતારતાં નીચે પ્રમાણે ભાવ સહિત ગાવા લાગ્યાં:-

## પતિદેવની આરતિ.

પતિ પ્રભુ સાક્ષાત, વિનંતિ ઉર ધરશો, પતિ વિનંતિ ઉર ધરશો;
આપ શરણ રાખીને(૨)દુઃખડાં દૂર કરશો. જયકાન્ત જયશાન્ત.
મન રંજન કરનાર, ભવભંજન કરતા, પતિ ભવ ભંજન કરતા
દયા કરી દાસીના (૨) દોષ સકળ હરતા. જય કાન્ત૦ ૨
આજ્ઞા કરશો આપ, તે મુજ શિર ધરી, પતિ તે૦
પ્રાણાન્તે પણ પાળીશ (૨), આજ્ઞા આપ તણી. જય કાન્ત૦ ૩
નેત્રે નિરખું નાથ, હૃદયે ધ્યાન ધરું, પતિ હૃદયે૦
ગુણ ગાઉં મુજ મુખથી (૨), શિરથી નમન કરું. જય કાન્ત૦ ૪
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ગુરુ, સદ્‌ગુરુ સ્વામી, પતિ ગુરુ૦
સતીને પતિનું પૂજન (૨), મહા મંગલકારી. જય કાન્ત૦ ૫
નહિ સમજણમાં નાથ, પ્રમાદથી વરતી, પતિ પ્રમાદ૦
ક્ષમા કરો મુજ દોષો (૨), કહી ચરણે નમતી. જય કાન્ત૦ ૬

આરતિ પૂરી થતાં, પતિદેવને સમર્પણ કરી, તેમને નમસ્કાર કરી ત્યાંથી રસોઈની તૈયારી કરવા ચાલ્યાં ગયાં.

જે પરમાત્માની કૃપાથી પોતાને આવી ધન્ય ઘડી પ્રાપ્ત થઇ તે વિષ્ણુ ભગવાનનો સર્વ અંગ પ્રત્યંગોમાં ન્યાસ કરી, મનોહરદાસ પૂર્ણભાવથી નીચે પ્રમાણે ગાતા તેમની આરતી ઉતારવા લાગ્યા.

## શ્રી વિષ્ણુભગવાનની આરતિ.

જય વૈકુંઠાધીશા, પ્રભુ જય વૈકુંઠાધીશા,
ગૌલોક ગોકુળ વાસી (૨), ગોપાળલાલ ઈશા. જય વૈકુ૰

પ્રથમ **મત્સ્ય** સ્વરૂપ મોહન, મનુરાજા તાર્યો;
બીજે **કચ્છપ** રૂપે મેરૂ, પીઠ ઉપર ધાર્યો. જય વૈકુ૰
ત્રીજે **વરાહ** રૂપે માર્યો, હિરણ્યાક્ષ પાપી;
ચોથે **નરસિંહ** રૂપે ભક્તિ, પ્રલ્હાદને આપી. જય વૈકુ૰

પાંચમે **વામન** રૂપે શિક્ષા, બળિરાયને દીધી;
છઠ્ઠે **પરશુરામે** પૃથ્વી, નક્ષત્રિય દીધી. જય વૈકુ૰
સાતમે **રઘુનાથે** રાવણ, કુંભકરણ રોળ્યા;
આઠમે **શ્રી કૃષ્ણે** આહિર, યાદવને પાળ્યા. જય વૈકુ૰

નવમે **બુદ્ધ** સ્વરૂપ ધરિયાં, સેવક સુખ કરવા;
દશમો કલ્કિ રૂપ ધરશો કળિયુગને હરવા. જય વૈકુ૰
દશ અવતારની આરતિ યશોદા કૌશલ્યા ગાયે;
દેવકીનંદન પ્રકટ્યા, દાસ **વિસો** ગાયે. જય વૈકુ૰

આરતિ પૂરી થઈ, દેવને અર્પણ કરી પોતે લીધી. ઘરમાં બધાંને આપી; પછી સમય થયે જમી પરવારી રવેશમાં વાતો કરતા બેઠા છે. આકાશમાંથી ચંદ્રમાનો શીતળ પ્રકાશ શાન્તિ આપી રહ્યો છે. શાન્તાબહેન પણ જમી પરવારી ત્યાં આવીને બેઠાં. તેમના ઘેરથી રમણલાલ સવારમાં વહેલા નીકળીને યાત્રા અર્થે જવાના છે તેથી તેમણે તેમની પાસે કંઈક પ્રસાદીની માગણી કરી.

ભાઇ ! મારી પાસે તો એટલું બધું શું છે તે હું તમને આપી શકું ? પરંતુ તમે યાત્રાએ નીકળ્યા છો; શ્રી દ્વારકા-

નાથનાં દર્શન માટે આટલે દૂરથી ચાલીને જાવ છો તો ભલે તમારી યાત્રા નિર્વિઘ્ને પૂરી થાઓ; તમને શ્રી દ્વારકાંનાથનાં દર્શન થાઓ. તમારી મનોકામના પૂર્ણ થાઓ. તે દર્શન તમે ત્યાં હશો ત્યાં સુધી થશે. પરંતુ ભગવાનનાં તે દર્શન તમને હંમેશ થાય તેવું નીચેનું એક દૃષ્ટાંત હું કહું છું તે સાંભળો અને તેના ઉપર વિચાર કરજો:–

એક રાજા હતો. ઈશ્વરનો પરમ ભક્ત હતો. એક દિવસ સ્વપ્નમાં ભગવાને તેને કહ્યું કે હું આવતી કાલે તારે ઘેર આવીશ. રાજા ખુશી થઈ ગયો. પ્રભાતમાં વહેલો ઉઠયો. ભગવાન આવશે તેમનાં દર્શન થશે એ આશાથી નિત્ય નૈમિત્તિક કર્મથી પરવારી, સ્વસ્થ થઈ બેઠો. નોકર ચાકરોને આજ્ઞા કરી કે ભગવાન પધારવાના છે માટે બધું ઠીકઠાક, સાફસુફ કરી, દર્શન કરવા માટે તૈયાર રહેજો. સવારના નવ વાગે દરવાજામાં એક ગાય દાખલ થઈ. રાજાએ તેને જોઈ. લાકડી મારી હાંકી કાઢી. ગાય લંધાતી લંધાતી ચાલી ગઇ. અગીઆર વાગ્યે એક કૂતરો દરવાજામાં પેઠો. રાજા તો ભગવાનની જ વાટ જોઈ બેસી રહેલો. તેણે કૂતરો જોતાં જ પાસે પડેલો એક પત્થર ફેંકયો. તે કૂતરાના પગમાં વાગ્યો. તેથી કૂતરો લંગડાતો લંગડાતો ભાગી ગયો. રાજાને ભગવાનનાં દર્શન ન થયાં. ભૂખ્યો અને તરસ્યો ભગવાનની રાહ જોતો બેસી રહ્યો. સંધ્યાકાળે એક વૃદ્ધ બ્રાહ્મણ, માથે જુની પાઘડી, પગમાં ફાટેલાં પગરખાં, હાથમાં એક લાકડી અને શરીરે મેલું અંગરખું પહેરીને રાજાના દરવાજામાં 'લોટ' માગતો દાખલ થયો. ભૂખ્યા બ્રાહ્મણને કંઈ પણ ન આપતાં રાજાએ પાછો કાઢી મૂકયો.

રાજા મનમાં વિચાર કરે છે કે ભગવાન પણ માણસોની માફક જૂઠું બોલતા હશે ? આખો દિવસ તેમની રાહ જોઇ, ભૂખ્યો અને તરસ્યો બેસી રહ્યો તોયે તે ન આવ્યા. તેમણે દર્શન ન દીધાં.

એમ વિચાર કરતાં થોડીવારે ઉંઘી ગયો. ઉંઘમાં સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં ભગવાને દર્શન દીધાં. રાજા કહે છે“ઓહો ! તમે પણ અમ મનુષ્ય લોકની માફક જૂઠા બોલા નીવડયા ?”

ભગ૦—કેમ ભાઇ ?

રાજા—કેમ આજે આવવાનું કહીને ન આવ્યા ? હું તો તમારા દર્શન માટે તમારી રાહ જોઇ જોઇ થાકી ગયો.

ભગ૦—ભોળા ભકત હું તો તારે ઘેર ત્રણ વખત આવ્યો. જો સવારે નવ વાગે આવ્યો ત્યારે તેં લાકડી મારીને મને કાઢી મૂકયો. જો આ રહ્યો તે લાકડીનો સોળ અને ‘આયોડિન’ લગાવ્યું તોય હજુ દુઃખે છે.

રાજા—ભગવાન ! તે તો ગાય આવી હતી ?

ભગ૦—હું જ તે સ્વરૂપે આવ્યો હતો. ફરીથી અગીઆર વાગ્યે આવ્યો. ત્યારે પગમાં તારો નાખેલો પત્થર વાગવાથી હજુયે લંગડાતો ચાલું છું, જો.

રાજા—મેં કૂતરાને પત્થર મારેલો. તમે કયારે આવ્યા’તા ?

ભગ૦—હું જ તે સ્વરૂપે આવ્યો હતો. ભૂખ્યો અને તરસ્યો આખો દિવસ રહ્યો. પગે લગાર શાંતિ વળી ત્યારે સાંજે ગરીબ બ્રાહ્મણને સ્વરૂપે આટો માગવા આવ્યો. પણ તેં કાંઇ ન આપતાં મ્હને પાછો કાઢયો. હજુય ભૂખ્યો છું.

રાજા—મને શી ખબર કે તમે આમ આવતા હશો ? હું

તો તમે ચતુર્ભુજ પીતાંબરધારી, મોર મુકુટ પહેરીને આવશો એમ ધારી બેસી રહેલો.

**ભગ૦—ભાઇ ! નાનાં મોટાં જેટલાં શરીરો આ દુનિયામાં તને દેખાય છે તે સર્વ મારાંજ સ્વરૂપો છે. મારા અવિનાશી અને શ્રેષ્ઠ સ્વરૂપને ન જાણતા અવિવેકી મનુષ્યો, આવાં શરીરોમાં,—ખાસ કરીને મનુષ્યદેહમાં—રહેલા મારો તિરસ્કાર કરે છે. કોઈ પ્રાણીને દુઃખી કરવું તે મનેજ દુઃખી કર્યા બરાબર છે. માટે સર્વને મારું રૂપ જાણી તેમને સન્માનજે.**

ભાઈ રમણલાલ! આમાંથી વિચારશો તો સમજાશે કે ભગવાન્ સર્વે સ્થળે સભર ભર્યો છે. (વાંચો પૃ.૩૩ ઉપરનો ગરબો) તમારી ભાવના છે તો ભલેથી શ્રી દ્વારકાંમાં જાઓ. પણ ઉપરના દૃષ્ટાંતથી સમજાશે કે ભગવાન કેવળ મંદિરમાં અથવા આપણા ઘરમાં ઝાંપીજીમાં જ નથી વસતા. પરંતુ સર્વ સ્થળે અને સર્વ રૂપે વસે છે. તેમનાં નિત્ય દર્શન તથા પૂજન કરવા.

**દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કર તું સેવ,**
**પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ,**
**અંતરનો ટાળે અહમેવ તો દદ્દા દેહ દેવળમાં દેવ.**

ભાઈ, વિચારજો; કોઇ સદ્‌ગુરુને સેવજો. તમને પરમાત્માનાં દર્શન હંમેશ બન્યાં રહેશે. સૂઈ જાઓ. **जय सच्चिदानंद ।**

**ॐ तत्सत् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**



"સ્ત્રી પગની જુતી નથી પણ રત્નોની ખાણ છે."

કાર્યોના વિચારમાં કારભારી સરખી, કામકાજ કર-
વામાં દાસી સરખી, ભોજન વખતે માતા સરખી,
શયન વખતે રંભા જેવી, મન જાણી લેઈ તે
પ્રમાણે વર્તનારી અને પૃથ્વી જેવી ક્ષમાવાળી
સ્ત્રી તેના સદ્ગુણોથી કુળનો ઉદ્ધાર કરે છે.